૪૭૮૯ મહિમલરામ વૃત્તાંત
મરહુમ ગોકળભાઈ જવેરભાઈ

# अलंकारमां उत्तम रीते उदयनी धारणा.



નિર્મળા નદીને તીરે મુદિતા પુરી નગરી હતી તેમાં પ્રતાપી મૃદુલસિંહ રાજા રાજ્ય કરતો હતો. તેને રમ્યાશયા કરીને રાણી હતી. ને તેને ઉત્કણ્ઠિતિંદ્ર સિંહ પ્રધાન હતો.

આ મહા પ્રતાપી સકળગુણ સંપન્ન રાજાએ ઉલ્લાસ રાષ્ટ્ર, ચારૂદેશ, સવિસ્મય, આમોદારા, વાત્સલ્યાશય મુદનીધિ, દિવ્યંગ, સુગાલ્ય, નાજુકેર, આદભૂતિ, ગોરોચના, ધુતિભાલ, વિલાસેશ, ઇત્યાદિ દેશો જીતી દિગ્વિજયથી રાજા ગણાતો હતો. ને રૂડી રીતે રાજ કરી રૈયતને બહુ સુખી કરી હતી. ઉદાર, દીપ્ત દર્શનીય, સર્વ પતિષ્ઠિત ગુણોપેત મૃદુલસિંહ રાજાના રાજ્યમાં રૈયત કેવી સુખી હતી તેનું વર્ણન કરવું અશક્ય છે. તેની સદા આણ વર્તાયેલી હતી કે મારા રાજ્યના કોઇ પણ આદમી યા પ્રાણીને પણ કોઈ પણ જાતનું વિઘ્ન નડે. તો તુર્ત મને જાહેર કરવું કે જેથી બનતા ઉપાય લેવામાં આવે. પણ કોઇને કશાનું વિઘ્ન પડેજ નહિ, ને રાજાની પાસે કોઈ આવે પણ નહિ એવો પુણ્યશાળી તે રાજા હતો.

મુદિતાશય નગરીના લોકની દોલત તેઓની ચાહનાથી જાસ્તી હતી તો એમને શાની અવધડ પડે ?

રાજા મૃદુલસિંહને ઉત્કણ્ઠિતિંદ્ર પ્રધાન બંનેને પરસ્પર બહુ હેત હતું, બંને ક્ષણવાર પણ વિખુટા રહેતા નહિ. સભામાં સમાનસ્થાને

વિરાજતા, સાથે રહેતા, સાથે ફરવા જતા, ને દરેક કામ સબંધી સાથે વિચાર કરતા.

જાણે બીજી રામ લક્ષ્મણની જોડ હું ગણવા જાઉં તો પણ અતિશયોક્તિ થવાનો સંભવ ન રહે એવી એ એની જોડ હતી. એક વખતે ચંદની રાત્રીએ રાજા તથા પ્રધાન બંને બાગમાં બેઠા છે, મહા-વિશાળ બાગમાં કેતકી, કેશુ, નાગરવેલ, કદંબ, કદળી, જાયફળી, શી-તાફળી, ખેર, અખોડ, અરણી, અશોક, આવળ, અરડુશી, શાગ, શીશમ, લીંબડો, ખજુરી. એલાયચી, પીપર, આંબા, આંબલી, ચા-રોળી, દ્રાક્ષલતા, મોગરો, લીંબુ,દાડમ, ગુલર, પીપળા, પાલાશ,ગુલબાસ વગેરે વૃક્ષોનાં ડાળ ધીમે ધીમે કેવાં ઝોકાય છે! તે જોઈ વિચાર કરતા, તથા ઉડતા ફુવારાથી સંપૂર્ણ ભરાઈલા હોજપર પડતા તેજના પ્રકાશનાં કિરણોની ચળકીત સૌંદર્યતા તરલ નયણે નિરખતા, અને ચંદન, ચંપક અને ગુલાબ પર થઈ આવતાં શીતળ જળની શીતળતા અહેલ મંદ મંદ વાતા ખુશબોદાર પવનની મનોહર લહેજતમાં મગ્ન થયેલા, વૃક્ષ પરનાં કોઈ કોઈ વિહંગનો તીણો સ્વર શ્રવણ કરતા વિરાજેલા છે વાત કરતાં કરતાં રાજા બોલી ઉડયો કે—ઓહો ? (આ લલિત રાત્રીમાં) હે મહા વિનીત વિદગ્ધ બંધુ ? આપણે આપણા નગરમાં ફરી બન-ના બનાવોનું જ્ઞાન મેળવીશું ?

પ્રધાન તે મતને અનુકુળ હતો; તેથી તે કહે હા રાજાજી મારા મનમાં પણ એવીજ ધારણાની કુપળ ફુટતી હતી, એટલામાં આ-પની મધુર વાણીના યોગે ઝાડ થયું. -હદય સ્વચ્છ કરવાને, ઇંદ્રિય પરિતૃપ્તિ પ્રાપ્ત થવાને, અજ્ઞાનના નિહવચ્છિન્ન અંધકારથી મુક્ત રહેવાને, વ્યવસ્થાપિત શક્તિ પ્રભાવને પ્રકાશમાન કરવાને કર્તવ્ય

४७८६



બુદ્ધિને ઉદ્ધતપણાનું રૂપ નમળતાં શુભ રસ્તે નિયોજીત રાખવા માટે, ને પવિત્રતાના મનોહર આભરણમાં ભૂષિત છેએ એવા મમતથી નિ-યુક્ત રહેવાને, આખા નગરમાં પર્યટન કરી નિરીક્ષા કરવાની જરૂરછે. માટે ચાલો જઇએ.

પછી પોશાક પહેરી તૈયાર થયા ને દેવળમાં દર્શન કરી પોળ ગમન શરૂ કર્યું.

નગરમાં જુએછે તો કેટલાક માણસો શુભ જ્ઞાનની વાતો કરતા વાદવિવાદ ચલાવે છે, કોઇ રાજાની, કોઇ બીજી, અને કોઇ પરચુરણ વાતમાં ગુંથાયલા છે. કોઇ વાજતંના રાગમાં ઉતારી મનોહર ગાય-નની લેહેજતમાં મશગુલ બનેલા છે, અને નિર્વેદ દાસના નિલયમાં તો પુનીત જોડું એવું રહસ્યમય ગાયન કરવા મંડી ગયું છે કે તેમના ગાનના માધુર્યથી રાજા તથા પ્રધાને મોહિત થઇ કેટલીકવાર સુધી રસ્તામાં ઉભા ઉભા સાંભળ્યા કર્યું. પણ તેઓને બધા નગરમાં ફરવાનું હતું માટે મહા પ્રયત્ને ચિત્તાકર્ષણ તોડી મનમાર્યું, ને આગળ પંથ લીધો.

કેટલાક સુશુપ્તિ સાથે અનુગમન કરવાની તૈયારીમાં છે, કોઈ નિદ્રા દેવીને વશ થયા છે, કોઇ સુંદર મુક્ત માળ પહેરી હવા ખાતા બારીએ બેઠેલ છે, કોઇ વાત્સલ્ય પ્રેમમાં ડુબી ગયેલ છે, કોઇ રંગમાં મચેલ હોઇ તેમણે ઉંઘના ચાકરને કહાડી મુકેલ છે, એમ ભિન્ના-ભિન્ન સ્થિતિ નિરખતા અટનાંત પોળ સમીપ આવી પહોચ્યા.

આ પોળમા પ્રવેશ કરી જુએછે તો સકળ નગરવાસીઓ દિવસે કરેલા શ્રમથી વ્યાકુળ બનેલા મગજને વિશ્રાંતિ આપવાને નિર્ભયપણે સુખાશનમાં વિરાજેલા છે. કેમકે અર્ધ જામીની વહી ગઈ હતી તેથી

સઘળું નગર શાંત થઈ ગયું હતું. હવે સઘળા નગરમાં ફરી રહી નિર્મળા નદી ઉપર વિહાર ભૂમિ આગળ આવ્યા.

ત્યાં કેટલીક વાર સુધી ઉભા રહી જોઈ ગયેલી બિના ઉપર વિચાર કરવા લાગ્યા, સ્થિર દ્રષ્ટિથી સુતર્કને નિરીક્ષા કરવાનું સુખમય શાંતિવાન એ સર્વોત્તમ સ્થળ હતું.

ઓકળીઓ પડતા પાણીપર અજવાળાનાં કિરણ પડવાથી થતો ચળકાટ ને બીજી તરફથી તેપરનાં ઝાડના પડછાયાથી દેખાતાં કાળાં ડામાં તે બેના સંયોગથી વિચિત્ર રંગી બનતું નદીનું જળને અન્ય બાકીની બાજુએ ચળકીત આશમાન એ બે સિવાય દ્રષ્ટિએ પડતું નથી ને ચોમેર મેદાન જણાય છે. આવી રીતે ચોતરફ નજર ફેરવતા ત્યાંથી થોડે દૂર કાંઠે કાંઠે ગયા તો ઘણે દૂર કોઈ નાનું જાનવર જતું દેખાયું. તે એટલે છેટે હતું કે તે શું છે તે તેઓ વર્તી શક્યા નહિ. માટે તેઓએ ઉતાવળથી તેની પાસે જવા માંડયું. છેક લગભગ આવી પહોચ્યા તોપણ તે શું જાનવર છે તેની તેઓ ખાત્રી બંધ ધારણા કરવાને શાકતમાન થયા નહીં, કારણ કે તેવું જાનવર તેઓના જોવામાં કદિ આવેલું નહિ, માટે તેમની નજર કલ્પના કરતાં આશંક ખાવા લાગી. રાજા કહે એ કૂતરો હોય એમ ભાસેછે. પણ ઓહો ! આવો દેવાંશી કૂતરો કોનો હશે ! આપણે ચાલો તો ખરા વારૂ ! જોઇએ એ અત્યારે કયાં જાયછે. એમ વિચારી તેની પૂઠે પૂઠે જાયછે કૂતરો આગળ ચાલ્યો જાયછે, ને કેડે રાજા મૃદુલસિંહ તથા પ્રધાન ઉત્કરિહતિન્દ્ર જાયછે એમ જતાં નગરથી બહુ છેટે ચાલી ગયા ને બહુ શ્રમિત થયા. તેથી થોડી વાર ઉભા રહ્યા. જરાવાર નજર કરીને જુએછે તો કૂતરો કહીં દેખાયો નહિ. નદી તીરે ઉભા

રહી સુંદર શાંત પણે વહેતી નદીમાં મંદ મંદ થતા અવાજ સિવાય બીજું કંઈ સંભળાતું નથી એવે સ્થળે બંને જણ લાંબો તર્ક કરવામાં પડયા છે. એવામાં અતિશય મધુર સ્વર વાળા વાયુનો કાનને સ્પર્શ થયો. બંનેએ ચોપાસ જોવા માંડયું કે ઓહો ? આવો મધુર સ્વર ક્યાંથી આવેછે ? જરા વાર થોભીને જે તરફથી લલિત નાદ આવતો હતો તે તરફ ડગલાં ભરવા માંડયાં; એમ જતાં થોડેક દૂર ગયા તો સ્પષ્ટ રીતે ધારણા કરી શકયા કે શુકનો અવાજ છે. અને ત્યાં એક રમણીક વાડી દીઠી બંને ધીરે તેમાં પ્રવેશ કર્યો; ને અંદર જઈ જુએછે તો કોઈ મહા મુનીશ્વરનો આશ્રમ છે.

તે ત્રિકાળ જ્ઞાની મંગળ પ્રદીપ્ત હતા. બંને જણ મુનીને નમ્યા. મુનીશ્વરે ઉંડા ધ્યાનમાં પરંતુ જેમ દિલગીરી ભરેલ વિચારમાં હોય તેવી કાંતિએ દર્શન દીધું. ત્યારે રાજા હાથ જોડી બોલ્યો કે- હે દેવ પ્રકૃતિવાન અતુલનીય સ્વર્ગીય સૌંદર્યેશ સિદ્ધિદાતા મહા મુનીશ્વર ! આપ જેવા દેવાંશી પુરૂષની હું આજ અસ્પૃહણીય કાંતિ કેમ દેખુંછું? તત્કાળ મહા પ્રજ્ઞ તેજસ્વી મુનીના શુશોભિત મુખાર્વિદમાંથી પરિપૂર્ણ સુમધુર વાકદાન થયું કે, હે સુકાર્ય સાધિત કર્તા દિગ્વિજયી નરેંદ્ર મૃદુલસિંહ ! સિદ્ધિમાં જોતાં શુભકાર્ય વડે કર્તવ્ય બજાવી કીર્તિ સ્થંભ સ્થાપન કરનાર ભૂપતિ પોતાના પરમસ્નેહી સાથે મારા આશ્રમમાં આવેલો નિરાશ થઇ પરાવર્તન કરે, એનો સમાયોગ મારા સબંધમાં બનવાનો નિર્માણ થયેલ હોઈ એવી કાંતિનારૂપમાં તારાં નેત્રનો સંયોગ થયો. ચાલતા ભવમાં સર્વોપરી અધિકાર, બહુ સુખ, ને મોટો જશ પામી અમર વાસનાનો આભાસ તું મુકીશ. પણ એક પુત્રી વિના બીજું સંતાન થશે નહિ. પરંતુ મારૂં વચન છે કે આવતા ભવમાં એક

પુત્રને પુત્રી થશે. ને પુત્ર ને વિદ્યા પૂરીનું રાજ મળશે, તે રૂડી રીતે રાજ ચલાવી બહુ નામના કરશે ને યશ પ્રવર્તાવશે.

રાજા વદ્યા કે હે ઐશ્વરીક તત્વમાન, પરમાત્મશીળ, ત્રિકાળજ્ઞાની યોગીંદ્ર? આપની સર્વસ્હાહિત વૃત્તિની વિસ્મૃતિ થતી અટકાવી શકવાને હું કેમ શક્તિમાન થઇશ? ને આ તદાકાર બ્રહ્મરૂપ, અગાધ ઉપકારી, શ્રેષ્ટ દેવાંશી મહર્ષિના પાદપ્રક્ષાલનનું પાન કરવાને કયારે સમર્થ થઇશ? ને આ આમોદિત મૂર્તિમત મહાત્મના લાવણ્યમય વદનનો શુભશાંતિદાતા સદુપદેશ શ્રવણ કરવાનો લાભ કયારે લઇ શકીશ? હે વિવેકસાગર, અદ્ભુત શક્તિવાન, અગમ્ય તેજોમય દૃષ્ટા, મહામુનીશ્વર? તમારૂં મહાત્મનું પાદસેવન બજાવવાને અમે આતુર છીએ તો સ્વીકારવા કૃપા કરો!!

દિવ્યનેત્રવાન મહાજોગિન્દ્રે રસમય અસરકારક વિનીત વચને દિક્ષા દીધી કે, હે યશવંતભૂપાળ જા, તું મુદિતાશય નગરીની સેવા બજાવવાનું તારૂં કર્તવ્ય રૂડી રીતે દીપાવ તેજ મારી સેવા બજાવવા બરાબર છે. મારૂં વચન છે કે હમેશાં તું જે જે સત્કર્મનો આરંભ કરીશ તે તે નિર્વિઘ્ને પાર પડશે ને શુભ યશ પ્રાપ્ત થશે. માટે મારી આજ્ઞા છે કે તમે બંને સુખેથી રાજ કરો રૈયતને સુખી કરો.

પછી નમસ્કાર કરી શિખ લઇ નગરમાં પાછા આવ્યા. કોઇ કોઇ વાર ત્યાં જઇ રૂપીને નમન કરી આવતા ને રૂડી રીતે રાજ ચલાવતા ને યોગ કાળે અવિચળ ધામમાં પહોચ્યા. રૂપીના વચન પ્રમાણે મૃદુલસંહ રાજા શુભવતિ નગરમાં સાંપ્રતકાળમાં રૂપસાગર નામથી પ્રકાશમાન થયા ને સુખથી દુનિઆનો વૈભવ ભોગવવા લાગ્યા. તેમને ભૂમીશરાવ નામના ચિરંજીવી થયા. તે પુત્રની છોટી ઉમરથીજ તેના

ઉત્તમ ગુણોની કુંપળ તેજી મારવા લાગીને તે જલદી જલદી વધી પ્રકાશવા લાગી. પુત્રની નાની ઉમરમાં તેનાં માતુશ્રીએ સ્વર્ગવાસ કર્યો. વળી થોડા કાળ પછી રૂપસાગરને બીજી આફત આવી. ઉગ્રવન્હીએ શુભવતિનગરમાં ધાડ પાડી, તેમાંથી બચતાં રૂપસાગરને કેટલુંક નુકશાન વેઠવું પડયું. પણ હવે ભૂમિશરાવના શુભ ગુણોનો પ્રકાશ વધતો જવા લાગ્યો. ટુંક મુદતમાં સકળ વિદ્યાથી પૂર્ણ માહિતગાર થઈ શુભ જ્ઞાનથી હૃદયસાગર પરિપૂર્ણ ભર્યો; ને સર્વ શુભ લક્ષણોને ઉચિત થયાથી તેમને નસ્ટન્ફિલ્ડના રત્નશોધક શુભ પ્રકૃતિલબ્ધ, ઉદાર તેજસ્વી સેનકર્હા રાજાએ પોતાના રાજ્યમાં નોકરી કરવા આમંત્રણ મોકલ્યું ત્યાં કેટલીક મુદત શુભ રીતે પ્રકાશી પ્રસ્થાન કરતા કરતા અતિ ચંચળ બુદ્ધિવાન ભૂમિશરાવજીએ ધવલપૂરી નગરીમાં દર્શન દીધાં.

જ્યારે ધવલપુરી પતિ હતા, ત્યારે સન્માર્ગ દર્શક શિરોમણી પ્રશંસનીયગુણી, દીર્ઘ વિચિક્ષણુતાવાન નરેશ આશાજીતસિંહે રાજનગરના દરબારમાં દીર્ઘતર્કી, ગૃહસ્થો, મહાનવિશારદ, ને જ્ઞાની પ્રજાપતિની સુખ સમૃદ્ધિ શોધકસભા નોતરી. તેમાં એ ઇશ્વિર પ્રેરીત પરમહિત વત્સલ, વરિષ્ટ, વિજય સાગર નૃપે સભામાં વિરાજવા ભૂમીશરાવજીને નિમંત્રણ મોકલ્યું. તે સભામાં જ્ઞાનદર્શક રસ્તે ચડવાના સાહિત્યનાં પુસ્તકો રચવા માટે વિષયોની ગોઠવણ કરવામાં આવી. અને વિદ્યાપૂરી નગર વસાવી, તેનો વહીવટ યથાયોગ્ય બની શકવાનો સાધ્યમણી અમાપબળી રાજ્નના નૂરમગ્ન દેશમાં છે, ત્યાંથી જે લઈ આવે તેને એ રાજ્ય સોંપવું. વિદેશાનુ ગમન કરવાની મરજી દર્શાવનાર વિરલાઓનું શોધન કરતાં નિર્ણયસિદ્ધધીર ભૂમિશરાવજી વિના કોઇ પ્રકાશ્યું નહિ? ખરે! આશ્ચર્ય જેવું છે કે અન્યરાષ્ટ્રમાં અવલોકવા જવાની હામ કોઈ

ભીડી શકયું નહિ ? એટલુંજ નહિ પણ ભૂમીશરાવજીની ગુણકારી ઉત્સાહી પ્રેરણા પ્રત્યે સ્વજ્ઞાતીલા તિરસ્કારમય હાસ્ય કરવા લાગ્યા ? હું આટલું વર્ણન કરતો કરતો અહીં આવ્યો ત્યારેજ મારા શરીરમાં દવનો ભડકો થયો કે—ઓહો ? આવી હિંદુસ્તાનની પ્રજા ? બધું થયું પણ વીરલા તે વીરલાજ ? ધીર તે ધીરજ ! શૂરવીર તે શૂરવીરજ ? ધન્ય ધન્ય વીરલા ભૂમીશરાવજી ? ધન્ય ?

અત્યા અહી, દ્રઢ નિશ્ચયવાન ભૂમીશરાવજી આશંક ખાઈ જરાએ ખંચાયા નહિ ને નેત્રદાસ, ચર્ણરામ, હસ્તશંકર, નકવીર, નાભીવરજી, કણ્ઠિતજીત, નખવરલાલ, અંગુલભાઈ, શિરસુંદર, કર્ણકુંડળ, દ્વીજરામ, કુર્ણાશંકર, જીવ્હાસિંહ વગેરે મદદગાર તથા ધીરજરામ, દુઃસહનસિંહ, દોલતરાય, શાંતિદેવ, જ્ઞાનાધીશજી, બુદ્ધિશંકર, તીવ્રદાસ, ચૈતનાપતસિંહ, ઉલ્લાસભદ્રજી ને મોહિતવાકચાતુરસિંહ એ સલાહકારી વિદ્વાનોને સાથે લઈ તુરમગ્ર રૂચિર મુલકમાં અટન કરી, સ્વદેશમાં ફત્તેહગંદીનાં કિરણોથી વિધાપૂરી નગરીને પ્રકાશીત કરી, સુખનિધી ખોડ રહિત તુરમગ્ર દેશમાંથી આણેલ સાધ્ય મણિ વડે, શુભ યોજનાથી વિધાપૂરી નગરીને ઉત્તમ સ્થિતિમાં આણી મહિમા વધારવા યત્ન કરવા લાગ્યા, ને વિધાપૂરીના નગરવાસીઓની તમામ હરકતોનો અંત આણ્યો ને શુભ રીતે પ્રકાશવામાં મણા રાખી નહિ. જ્યારે જ્યારે શોભાયમાન દિવ્યજ્ઞાની મહારાજા ભૂમિશરાવજી ઉર્ફે મહીપતરામ સભામાં બિરાજેલા હોઈ સભાસદોને વિધવિધ વિષયોના જ્ઞાનનો પ્રસાદ આપી, સ્વાલંબન શકિતને ખીલાવી આત્મા કૃતાર્થ કરેછે, ને હૃદય ભેદિત રમણીય વચનોથી સુશિક્ષાનો ઉદ્દેશ કરી મનરંજીત કરેછે, ત્યારે ત્યારે થતી શોભાનાં હું શાં વખાણ કરૂં ? પૌર્ણમાશી રજનીની જ્યોત્સ્ના વિ-

ધૌત કુમુદ સ્થળ જેમ પવિત્ર ને કલંકશુન્ય છે તેમજ આ વખતની સભાનું તેજ દોષરહિત હોઈ તેનો સંપૂર્ણ ચિતાર પાડવો અશક્ય છે.

અને જ્યારે જ્યારે આ સ્વાયત્ત સૌરાજ્યપતિ હર્ષિત મુખે હૃદયાકર્ષિત સુખાશને વિરાજતા ત્યારે ત્યારે એવીજ આનર્ણ્ય શોભા અને તેજનાં કિરણોનો ગગનબિહારી ગોળાઓનાં કિરણો સાથે સંયોગ થતો, અને સર્વ શ્રેષ્ઠ ગુણગ્રામમાં અલંકૃત થયેલ, પ્રેમ ધુરંધર હોંસથી, પવિત્ર ચરિત્રના બળથી, ગંભીર દૂરદર્શીતાની સહાયથી ને સુસ્થિર વિવેક બુદ્ધિના પ્રભાવિત પ્રસાદથી, સત્તાનુરૂપ કર્તવ્ય યથારીતિ સંપાદન કરીને, પાર્થિવ જગતમાં શુભ કીર્તિસ્થંભ સ્થાપન કરીને ને કથન કર્ત્તા ગોકળના આત્માને વિસ્મયમાં અભિભૂત કરીને, હિંદવિપદ ઉદ્ધારક સૌમ્યવીર પુરૂષ ભૂલોકનો ત્યાગ કરી અદૃશ્ય થયા. તેથી વિદ્યાપુરીવાસીઓનાં હૃદય શોકમાં ડૂબ્યાં.

*ત્યાર પછી થોડી મુદતમાં વિદ્યાપુરી નગરના ઈશદિનકર સ્વરૂપ દ્યુતિમંત, પરમાર્જિત બુદ્ધિ કર્ત્તા શિક્ષણ સાગર, વીરેન્દ્ર, મહાન વિશારદ, ઉત્કૃષ્ટ રીતે શિષ્યવત્સલ ધર્મજ્ઞ, સાંપ્રત કાળમાં ફરકતી કીર્તિધ્વજેશ, પ્રશસ્ત પુનીત પ્રત્યગ્ર આશન ઉપર વિરાજીત હોઈ, વિદ્યાદાનના પરમાર્થરૂપ લાભમાં વિલાસી વિદ્યાપૂરવાસીઓને ઉત્તમ દિક્ષા દઈ અગાધ સુખોદધિમાં મગ્ન રાખી મૃગમદના વાસની પેઠે રાજનગરને શોભાવી તેની કીર્તિ દીપાવે છે.

---

*" Maharban Rao Saheb Madhavlal Harilal Desai ", whose excellent virlices fine reasonable signs of his being " Second Star of India " in future. Go. Za.

## નારાચ.

જુઓ વિચારીને તમે લગાર તર્ક તો કરો,
બિના તમામ વાંચિને જરાજ બુદ્ધિ વાપરો.
લખીજ ગોઠવી તથા ન અર્થ હીનનો મજો,
ચરિત્ર સારથી વળી કર્યોજ તર્ક ગોકળો.
મુદિત હર્ષ વાળુ તે ગણોજ તેમ નિર્મળા,
વળી રૂચિર અર્થમાં જીલ્લાજ દેશનો ભલા,
પ્રધાન હોંસછે તમે કરોજ અર્થ એ રીતે.
નરેશ છે મૃદુ વળી મુની પ્રદીપ શોભિતે.
ગણ્યાજ હોય વીરને ભલીજ આશ સિંહરે,
મહીપ ધોળકા હતા સભા રૂડીજ નોતરે.
(અધ્ય) પ્રતાપી
દયાળુ હાર્કનેસના રવી સમાન નામને,
લખ્યુંજ ફેરવી તથા કહુંજ ધન્ય કામને.
મહારિ માફતો કરે પ્રમાદ સર્વ શ્રેષ્ઠરે,
ગૃહસ્થ વિદ્વાનને વિનંતી ગોકુળો કરે.
લખી ગુરૂ તણી બિના વિજોગ દુઃખનો સમે,
દિલે વિચાર એ કરી ગુરૂ તણે પદે નમે.

આ મહાન પુરૂષથી અતિ દૂર હોયેલા સઘળા ટ્રેનિંગકાલેજના સ્કોલરોના દિલમાં તેમના ચિરં વિયોગની ખબર સાંભળતાં જે પરિતાપ ઉત્પન્ન થયો તેના વર્ણનનો કાંઇક વિચાર ફક્ત મારા અને મારા મિત્ર છગા ભાઇના રચેલા આ વિરહથી આવશે, ખરે ! એમજ થશે. સ્કોલરો તેમજ સઘળા ગુજરોને હિંદવાસીઓએ રવી સમાન

પુરૂપ ખોચે તેની લાગણી થાયજ પણ આપણે નિરૂપાય છીએ. મને સાંભર્યા કરે છે કે અત્યંત વહાલમયવક્તાગુરૂ મિત્રરૂપ ધરી, હર્ષિત મુખે; વત્સલ પ્રેમથીને બાળ વાણી વડે શિષ્યના મનમાં પેશી જઈ, સાકરથી અધીક ગળપણવાન કરી અનુપમ મીઠાશવાળા પરમ લલિત, હૃદય ભેદિત, અસરકારક, માધુર્ય મય વચને દિક્ષા દેનાર મહીપતરામ રૂપરામ નીળકંઠ સી. આઈ. ઈ હતા, કે જેઓ વિદ્યા ગુરૂનો ધધો કરવાને ઉત્કણ્ઠિત છે, તેઓને મહીપતરામના ગુણનો વિસારો ન થાય. ને એમનો એકે ગુણ ગ્રહણ કરતો ચુકી ન જવાય તેની સ્મૃતિદર્શક સાધનોમાંનું એક સાધન રૂપ આ પુસ્તક બને; ને જેમ આર્નોલ્ડ શિક્ષણ આપવા દર્શન દેતો કે શિક્ષણ ગ્રાહીનાં મન પ્રેમથી પરિતૃપ્ત થતાં, તેમજ ખરે? આ મહાન પુરૂષનું શિક્ષણ આપવા શિષ્યાનું ગમન થતું તે વખતે શીખનારાનાં મન કેવાં હર્ષિત થતાં તે અવર્ણ્ય છે, તો તેનું સારૂ ચિત્ર પાડવાને શક્તિમાન થવા વાસ્તે આ ગોઠવણ કંઈક સુગમ પડે તેમ લાગ્યું. તો પણ હું પૂર્ણ જોસથી આ જગ્યાએ વદવાની હિંમત ધરૂં છું કે-કેવા હોંસથી ને કેવી ચંચળાઇથી પ્રેમ ઉપજાવનાર મુખે શિક્ષણ ગ્રાહીઓને શિખાવવા દોડી આવતા, ને ટ્રેનિંગ કોલેજના સ્કોલરોનાં હૃદય આનંદથી ઉભરાઈ જતાં તે મણા રહિત હોઇ અનિવર્ચનીયછે, એમ હું અનેકવાર કહું તો પણ ઘણું નથી. ને તે મારેજ આર્નોલ્ડની પેઠે મહીપતરામનાં ચરિત્ર કેળવણી આપનારાઓને રસ્તો દર્શાવનાર છે. આટલું કહ્યું પણ હજુ મારૂં મન તૃપ્ત થયું નથી બલ્કે કહેવાનું પૂરૂં થયું નથી તેથી પૂર્ણ ખાત્રીથી હું કહું છું કે કેળવણી આપનારાઓનેજ ફક્ત તેમનો દાખલો લેવા લાયક છે, એટલુંજ નહિ પરંતુ ખરેખર! દુનિઆ-

માંના સઘળા જનોને દેશ લાભમાં અહો નિશ ઉદ્યમ દરેક કામ કરવા-ની ખંત, સુનીતિ તથા સઘળા સદ્ગુણો સર્વેને ગ્રહણ કરવા યોગ્ય છે. તેથી સર્વને ઉપયોગી ને રસમય, તથા અસરકારક સ્મૃતિ ટકાવી રાખનાર રચવાની ધારણા કરતાં મારા મનમાં તેમના સદ્ગુણોની સાથે સાથે હાર થઈ ગયેલી તેપરથી મારાથી તે ગુણોને ગોઠવી આ કલ્પિત બિના લખતાં તેમના ગુણને મળતા સંકલ્પને અનુસરતા વર્ણનનું ચિત્ર પડ્યું. મારા શ્રેષ્ઠ ગુરૂ મહિપતરામનાં દરેક પ્રસંગનાં દર્શન વખતે મને એટલો આનંદ થતો કે મારૂં હૃદય ભરપૂર આનંદ સાગરની ઉપમા યોગ્ય થતું તેને અનુસરીને મુદિતાશય એટલે આનંદનું ઠેકાણું એવું નગર ઠરા-વી, કામળનો સિંહ એવા અર્થનું નામ ફેરવી તેનો ભૂપ ધાર્યો. ને તેની હોંસ વડે નિર્મળ બુદ્ધિથી સત્કાર્યો કર્યાં ને આનંદસાગર દેશો જીત્યા એટલે આનંદી વધારે થવામાં ધ્યાન રોક્યું, મેં અલંકારી પુર્વ વર્ણનના અંત પછી ખાત્રીવાળા અર્વાચીનવર્ણનને આરંભે સુરતો શુભવતીની ઉપમા આપીને વિદ્યા ગુરૂના ધંધાને રાજ કરવાની ઉપમા ધારી કારણ કે એમાં પણ એક જાતનો અમલ કરવાનો છે ને બીજી ગોઠવણોને માટે પણ રાજપ્રકરણીય ગોઠવણોના જેવીજ એની રીતિ હોઈ તેની ઉપમા આપવી ઉચિત છે. એવી ધારણાથી તેમાં મહીપત-રામના ઉદયની અલંકાર રૂપે વિગત વર્ણવવા માટે એલ્ફિન્સ્ટન સ્કુલમાં પ્રથમ હાર્કનેસની મરજીને અનુસરીને નોકરીમાં રહ્યા હતા ત્યાંથી માં-ડીને ટ્રેનિંગકોલેજમાં પ્રિન્સીપાલ થયા ત્યાં સુધી વર્ણવ્યું છે, અને ખરેખર ! રાજાના રાજ્યની પેઠે ટ્રેનિંગકોલેજ અથવા વિદ્યા મંદિરને અથવા લઘુ વિદ્યા પુરી નગરીને દીપાવી.

દુનિઆના પ્રખ્યાત પુરૂષો વિષે માણસની કલ્પના જૂદી જૂદી હોય

છે એવી કલ્પના કરવાનું તેમ તેની સત્યતા નિર્ણય કરવાનું કાંઈ કારણ જોવામાં આવતું નથી. માણસ સ્વભાવિક રીતે સારા માણસના વિષે સારી ને દુર્જન વિષે માઠી કલ્પના રંગમાં આવે ત્યારે ગોઠવી કહાડે પણ તે કલ્પનાથી તેનાં લક્ષણનો ચિતાર વધારે ખાત્રી લાયક અથવા સફાઇદાર રૂપમાં પડેછે, અને સામાન્ય ધારણા યોગ્યતાને અનુસરીને કરેલી હોય તો દોષિત ગણાવી ન જોઇએ, પણ હું તો ધારૂં છું કે લક્ષણનો બરાબર ચિતાર પાડવાને ઠીક છે તોપણ એટલું તો હું ખાત્રીથી ધારૂં છું કે તે દીર્ઘ દૃષ્ટિવાન વિચિક્ષણ ને વિદ્વાન પુરૂષને ફક્ત મન આનંદી થવા સ્મૃતિ ચોંટી રહેવા,ને કેટલાક અલંકારોનો મહાવરો જારી રાખવા ઠીક ગણાય. ને બીજાને અનુપયોગી ધારી શકાય. બલ્કે જન મંડળમાંનો અલ્પમતિ વાળો જન હુંછું પણ ગુરૂના પરાક્રમથી ને ઉપકારથી ગુરૂનો આભારી ને અત્યંત હર્ષીત હોઇ ગુરૂના સદ્દગુણોનો ચિતાર સંપૂર્ણ પાડવા ધારૂં છું, પણ શી યોજના વાપરૂં ? દેશ લાભમાં શુભ યત્ન કર્ત્તા ગુર્જરપ્રિય પુરૂષનાં આરંભથી તે અંત સુધી ને મારી નજર પહોચે ત્યાં સુધી શાંશાં વખાણ કરૂં ? તેમનાં વખાણ સંપૂર્ણ ઉતારી શકવા, ને દરેકને ખાત્રી કરાવી આપવા તેમના પૃથક પૃથક દરેક ગુણનું સંપૂર્ણ વર્ણન થવુ જોઇએ, અને તેમ કરવાને સમર્થ થવાનો રસ્તો કયોછે કે તે તરફ અનુગમન કરવું શરૂ કરૂં ? એમ દ્રષ્ટિ પહોચાડવા જાઉંછું, પણ તે સફળ કરનાર રસ્તો કેમ જડે ? આખરે મને માલૂમ પડયું કે કોઇથી તેમના સદ્દગુણોનું ખામી રહિત ચિત્ર પાડી શકાશેજ નહિ. ધન્ય છે એવા પુરૂષોને શાબાશ છે વીર મહીપતરામ.

મારા મનમાં હજી એક વિચાર કહેવાનો રહી ગયો હતો તે આ છે કે આવા પુરૂષોનાં સ્મારક ચિન્હોને સંપૂર્ણ ગોઠવી શકતા નથી છતાં

તેમ કરવાનો યત્ન કરીએ છીએ; તે યત્નની પુરતી દાખલ તેઓનાં સ્મારકફંડ છે. માટે મહાત્મ પુરૂષ મહીપતરામ રૂપરામ નીલકંઠ રી. આઈ. ઈ. ના સ્મારકફંડમાં યથાશક્તિ રકમ ભરી દેશોન્નતિના હિતમાં યત્ન લેતા શુભ પુરૂષોનાં નામને અમર રાખવાની નિશાનીને ઉત્તેજન આપી દીપાવવી એ એક સારા માણસનું ભૂષણ છે. ને વળી પરમાર્થનું ને દેશીય સુધારામાં યત્ન કરવાનું સાધન સાધ્ય કરવાનો એક પ્રકાર છે. આ મહાન પુરૂષનું પરલોક ગમન જ્યારે આ બિના વક્તા ગેકના આત્માને કનડવા લાગ્યું ત્યારે તેનો આત્મા આ પ્રમાણે ગીર્વાણ વાણીમાં ગરબડ કરવા લાગ્યો ને તેની આ સ્થિતિ થઈ તે હું દર્શાવું છું—કે.

श्लोक.

*गुरोरिव गरिष्ठस्य गुरोर्मे विरहाग्निना ।
पच्यन्तो सर्व गात्राणि प्लुष्यते हृदयंचमे ॥
गुरुर्गुरु=स्वयंभेऽद्य दिवं यातो महीपतिः ।
प्राप्तोऽहं दुर्दशांकेन समाप्य सिमि गोकलः ॥
रोदिम्यहं विनाभतो गुरोर्मम महीपते: ।
निमग्नोऽद्य निरालंबं दुस्तरे दुःखसागरे ॥
एवं विरह विक्षुब्ध चेतसो व्यथितस्य च ।
गुरोर्मरणजो मेऽद्य शोकःश्लोकीभवत्ययम् ॥

*Here we express our Sincare thanks to Maharban Keshawlal Harshadray B. A. a good & well experienced teacher of the Gujarat Training Colleje. Go. Za.

નિરૂપાય થઈ પછી ઇશ્વર સ્તુતિ કરી.

**શિખરિણી વૃત.**

નમી ત્રાતા દાતા વિપદ હરતા ઇશ્વર પદે,
કરી સેવા દેવા સ્મરણ કરતો ગોકળ વદે;
પ્રકાશોરે હિદે ગુણીઅલ જનો નૃરિત રની,
સ્વદેશાભિમાની જગતપતિ હું યાચુ વિનતી.
સુધારે જે દેશો ચૂક સઘળી સુધારિજ સદા,
કરે ધારા ન્ને સારા નવ અવદશા થાયજ કદા;
ઉપાયો યોજે તો શુભ દિન ખરે ગુર્જર જુએ,
ખરા તર્કો વિના સુખનિધિ ઉપાયો નકી ખુએ.
મતી હીણો હું તો સ્તવન કરતો દીન થઇને,
જગત્સ્વામી સ્રષ્ટા વિનતિ સુણજો દાદ લઇને;
સદા શાંતી દાખો ભવજળ તણા તારક પિતા,
કરો દ્રષ્ટિ કર્ત્તા ભરત ભણિ આ સુણિ કવિતા.
ક્ષમા પાપો થાપો અમપર કરૂણા પ્રભુ કરો,
નિયંતા વિખ્યાતા અવિચળ પતિ સંકટ હરો;
ધરા ધાતા દ્રષ્ટા પતિત જન હું તેવિજ તરૂં,
અખંડા નંદીરે અચળ અવિનાશી પદ નમું.

અહીંઆં એક નિરાળું લખાણ કરવું મને ઉચિત લાગે છે તે એ કે આ પુસ્તકમાં શબ્દો જરા કડણ વપરાઈ ગયા હોય ત્યાં અણગમો આણવાનું કાંઈ કારણ નથી ગુરૂ વિયોગથી ઉત્પન્ન થએલા શોકમાં ગરક થએલો હોઈ, મેં કડણ શબ્દો ઓછા આવ તેમ કરવાનો યત્ન કર્યો, છતાં સાધારણ પોતાની ભાષાપર જવાય છે, તેમજ મને કડણ

શબ્દો બોલવાનો પરિચય હોવાથી કેટલાક આવ્યા હશે પણ બહુ નથી. સાધારણ ભાષામાં વપરાતાજ વિશેષે કરીને વાપર્યા છે.

**સ્કોલર. ગોકળભાઇ ઝવેરભાઇ. અમદાવાદ.**

## શ્રી.

## રા. સા. મહીપતરામ વિરહ.

## ઈશ્વર પ્રાર્થના.

### ભુજંગી છંદ.

નમુ ઇશ્વિર તુજને વારંવાર, નમુ ઇશ્વર તુજને હું ત્રિકાળ;
નમુ સિદ્ધ યત્ન કરો શુભ નામ, નમી વાર વારે કરૂં હું પ્રણામ.
થવા કામ મારૂં તમે રાજી રેશો, થવા કામ મારૂં તમે તસ્દી લેશો;
થશે કામ, રાજી હશો જો સદાતો, નમું વારવારે હું દુઃખી પીડાતો.

### દોહરો.

લળી લળી પાયે નમું, નમી નમીને નાથ,
સદ્બુદ્ધિ દેજો સદા, ઝાલી મારો હાથ;
અલ્પબુદ્ધિ હું રાંકછું, રાખો મુજપર મેહેર;
સેવક છબીલો હું કરૂં. વિનતી શુભ પેર.

### ઝુલણા છંદ.

આજના દિવસનો ભાસ અતિ કારમો, પ્રભાતમાં કારમુ કુક બોલ્યો;
ભાન બે ભાન હું થઈ થયો બાવરો, ચિત ભ્રમણે ચઢો ભાન ભૂલ્યો.
સૂર્ય ઉદય થયા અગાઉ દાતણ કર્યું, આજ દાતણ ચીરો ઉંધી પડીઓ;
ખરખરો ખરેખરો મન આવી અડી, ધાસકો પેટમાં તરત પડીઓ.
આભમાં વાદળાંછે નહિ આજપણ, થાયછે; ગગનમાં ઘોર ભારી;

કાટકા થાયછે કારમા નાદના, સાદ વરસાદના જેમ કારી.
સૂર્ય ઉદય થયો પણ દીસે ધુંધળો, ચાલતાં ચાલતાં રથ થંભ્યો;
સર્વ નદીઓ તણાં નીર અટકી પડયાં, ભોંમ ભ્રમણે ચડી મેરૂ કપ્યો.
પંખી ચારો તજી બેઠાંછે ઝુરતાં, કૂદતાં વાનરાં ફાળ ચૂકયાં;
ધ્યાનના ધારીને બેઠેલા જોગીનાં, ભાન ભુલ્યા થકી ધ્યાન છૂટયાં.
ચાલતાં ચાલતાં આગની ગાડીઓ, ઉથલી રેલથી ભોંય અડીઓ;
દાસ છબીલો કહે એમ અવળું દીઠું, વીરલો આજ મહીપત ઢળીઓ.

## મનહર છંદ.

ઢળ્યો આજ મહીપત, અવળું એ તેથી દીઠું;
અવળું ને અવળું હું, જ્યાં દેખું ત્યાં અવળું.
સવળું ન કામ સૂઝે, હાય હાય ચિત્ત થાય;
હાય હાય હાય હાય, દેશમાં એ અવળું.
હાય હાય દેશ જોઈ, લ્હાય લ્હાય ચિત્ત થાય;
લ્હાય લ્હાય દેખવાથી, દેશ ખાવા ધાયછે.
મહીપત ઢળવાથી, લાગી એવી લ્હાય લ્હાય;
વદે દાસ છબીલો જે, જ્યાં દેખું ત્યાં હાય હાય.

## ભુજંગી છંદ.

અરે આજ ગુર્જર તણો દિન વાંકો, પડી ધાડને લૂટીઆ જેમ રાંકો;
અરે આજ તો શોક સિંધુ અડયો છે, મારે મનતો આભ તુટી પડયો છે.
ગયો સૂણતાં રોમ ઉભાંજ થાયે, ગયો સૂણતાં કોમ બાધી પીડાયે;
ગયો સૂણતાં સંગ આવી અડયોછે મારે મનતો૦
મળી સંગ ભેગો થયોછે જનોનો, મળી સંગ ભેગો થયોછે તનોનો;
સઉ સંગ માને નહિ જે ઢળ્યોછે. મારે મનતો.

રણુકાર દેખું બધું વિશ્વ આજે, રખે મન મારે બધો દેશ ભાજે;
રખે દંગ લૈ અબદલ્લી ચડયોછે. મારે મનતો.
ચડયું સૈન્ય નાદિરનું એમ લાગે, રખે હિંદને રોળીને વસ્તી ભાગે;
રખે ગીજની ઘોર આવી ચડયોછે. મારે મનતો.
રખે આજ યુદ્ધે કુંભકર્ણ હુઓ, રખે ઇંદ્રજીત રણે આજ મુઓ;
રખે આજતો રામ રોશે ચડયો છે. મારે મનતો.
રખે જાણે આજ તો મેઘ ડંબર ચડયોછે, કરી કાટકો નવ ખંડે પડયોછે;
રખે જાણે પાણીમાં દેશ પ્રલે થયોછે. મારે મનતો.
અરે આજતો દેવ સુતો પડયોછે, અરે આજતો કેશરીને હણ્યોછે;
અરે આજતો રત્ન રણમાં દટ્યો છે; છબીલા મને આભ તુટી પડયો છે.

## તોટક છંદ.

ટકલાણ કરે કગ ક્રૂર કથા, નવ કોયલ વાક વદેજ તથા;
વળી પોપટ શોર જરા ન કરે, હલકા જીવ સર્વજ શોક ધરે.
દ્રુમ ડાળ જરા ન નમાવતરે, સઘળાં દ્વિજ રૂદન ખુબ કરે;
[1] મુક્તાફળ ભોજન હંસ તજી, વળી રૂપ કુરૂપ કરે વરજી.[2]
ભ્રખ મેડક પંક અથાગ કરે, વળી ઉલુક નાદ બહુજ ધરે;
નહી નીરજ શોભ થયો હમણા, સઘળા જનને થઇછે ભ્રમણા.
વળી શ્વાન કળાહળ નાદ ધરે, ઉદધિ જળ ઘોષ ઘણોજ કરે;
મગરી જળમાંહિ બહુજ રડે, તુછ મચ્છ તથા જળમાં ફફડે.
વળી કાંચ ઉજાસ ગયો બગડી, કમળેથીજ કાંતિ કહીં રવડી;
દુનિયાં અજળીજ થઇ સઘળી, ઘોર ગોકળની ગઇરે સઘળી.

---

૧ મુક્તાફળ. ૨ વરજી=તજી સુરૂપ તજી કુરૂપ કરે.

## જન્મ ચરિત્ર તથા કરેલાં કામો.

### હરિગીત છંદ.

સંવત સતરસેં છાશીને, મૃગશીર સુદિ સપ્તમી;
તારીખ ત્રીજી ડીસેંબરે, વીર અવતર્યો સુરત સમી.
ઉમર થઈ વર્ષ દોઢનીને, માત મૃત્યુ પાગીઆં;
નહિ સુખ મળ્યું તે તર્ફનું ને, આગથી સુખ વામીઆં.
પ્રથમ કર્યો અભ્યાસ રહી એક, ગામઠી નિશાળમાં;
દાખલ થયા તે ત્યારબાદ, ઈંગ્લીશ અભ્યાસમાં.
ઈંગ્લીશ થોડું શીખીને, કર્યો વિચાર વૈદક તણો;
પાર પડી નહિ ધારણા એ, ઉદય ગુર્જર તણો.
માનિટર થઇ પગાર જુજથી, કામ તે સ્કુલમાં કર્યું;
પગાર ચૌદ પછીથી થયોને, માન ત્યાં ખુબ મેળવ્યું.
પરહેજગાર મંડળીના, એડિટર પોતે થયા;
ફરજ બજાવી પોતીકીને, દીન ત્યાં થોડા રહ્યા.
મુંબઈ ગયા અભ્યાસ કારણ, ઈન્સ્ટીટયુસન સ્કુલમાં;
પ્રિન્સપાલ ડાકટર હાર્કનેસ, દાખલ કીધા હાલમાં.
પ્રતાપ દુગારામનો તે, મોટી પદ્વિએ ચઢયા;
સને અઢાર પંચાવને તે, સ્કુલમાં દાખલ થયા.

### મનહર છંદ.

જ્યારે હતા આસિસ્ટંટ, એલ્ફીસ્ટન સ્કુલ મધે;
ત્યારે જતા ભણાવવા, હૉવર્ડ સાહેબને.

---

સમી. આ શબ્દ કેટલેક ઠેકાણે ગુજરાતમાં વપરાય છે. એનો અર્થ ભણી 'માં' એવો થાયછે.

હૉવર્ડ સાહેબે પછી, ગુણ કેરી મુજ જાણી;
નીમ્યા આ હાઇસ્કુલમાં, મહીપતરામને.
અઢાર ઓગણ સાઠે, ઘોઘાના ડેપ્યુટી થયા;
ડેપ્યુટી થઇને બેડા, ધોળકે સીધાવીઆ.
રાવ સાહેબનો પ્રૌઢો, ઇલકાબ સરકારે;
આપ્યો એજ સાલમાંએ, માન ઘણું પામીઆ.
ઉત્તર વિભાગ હોપે, ટ્રેનિંગ કોલેજ સ્થાપી;
કેળવણી આપવાને, ગુજરાત દેશમાં.
કોઇ વીર શીખી લાવે, વિલાયત જઈ રીતિ;
ખર્ચ તેને આપવોને, રાખવો આ ટ્રેનમાં.
ભારે હામ ભીડી પોતે, વિલાયત જવા કાજે;
નાતની ન પત કરી, જનહિત કામમાં.
વર્ષ એક તહાં રહી, અઢારસેં એકસઠ;
એપ્રિલની પહેલીએ, પ્રકાશ્યો તારો હિંદમાં.

**દોહરો.**

પ્રકાશ્યો તારો હિંદમાં, કરવાને ઉપકાર;
અઢારસેંને બાસઠે, વરત્યો જેજેકાર.

**મનહર છંદ.**

પ્રિન્સિપાલ પછી નીમ્યા, સરકારે એજ સાલે;
ગુર્જરનો દિન વળ્યો, એ તિથિ એ વારથી.
પિતા બની સ્વદેશીનો, વિદ્યાનો વધારો કર્યો;
વધારા સુધારા કેક, કીધા જેણે ભાવથી.
અઢારસેં પાંસઠમાં, ગુજરાતી ટ્રાન્સલેટર;

નીમ્યા શાણી સરકારે, જાણી એની હામને.
પંચાશીના જાનેવારી. માસમાં સી, આઈ, ઈ નો;
માનવંતો ઇલ્કાબ, આપ્યો એજ રાવને.

**દોહરો.**

હિંદુસ્તાનના રાજ્યનો, ખરે ખરો એ યાર;
જેણે એ ઇલ્કાબથી, ફરજ બજાવી સાર.

## તેમનાં બનાવેલાં પુસ્તકો.

**મનહર છંદ.**

પુસ્તકો રચ્યાં છે જેણે, આ સદીમાં ભારી ભારી;
ભારી ભારી ભાષાનાતો, ભેદ જેણે ભાગીઆ.
ઇગ્લાંડની મુસાફરી, વનરાજ ચાવડોને;
સધરાજેસંગ વળી, દુર્ગારામ ભાવીઆ.
ભવાઈ સંગ્રહ વળી, અકબર ચરિત્રને;
પાર્વતી કુવરાખ્યાન, રચ્યું જેણે પ્યારથી.
કરશનદાસનું જે. ચરિત્ર કહેવાયછે તે;
બનાવ્યું છે રૂડી રીતે, બોધ વચન ભાવથી.

**દોહરો**

પુસ્તક પ્રૌઢ રચ્યાં ઘણાં, સરળ ભાષામાં સાર;
વાંચી બુદ્ધિ મેળવો, માનીને આભાર.

## તેમનાં કરેલાં કામો.

**મનહર છંદ.**

સોસાઈટી વર્નાક્યુલર, અંજુમને ઇસલામ;
લાઈબ્રેરી આપારાવ, ભોળાનાથ ભાઈની.

મુંગાં પ્રાણી દુઃખ ટાળક, મંડળીના કારભારી;
કરી રૂડી વ્યવસ્થા તેં, લેડીરેના ફંડની.
વિધવા વિવાહોત્તેજક, મંડળીનો મુગટ થઈ;
મુગટ પણાનાં કામ, અહો નિશ સાચવ્યાં.
પ્રમુખનું કામ કર્યું, પ્રાર્થના સમાજ મધે;
સમાજમાં રવીવારે, ભાષણ જઈ દાખવ્યાં,
અગષ્ટ અઠયાશીનાએ, શાળા પત્ર હાથ ધર્યું.
હાથ ધરી રૂડી રીતે, ભિન્નભેદ ભાગીઆ.
શેહેર સુધરાઈ ખાતે, કર્યું કામ ચેરમેન;
યુનિવરસિટિ ફેલો, મુંબાઇનો દીશે આ.
મ્યુનિસિપાલીટી મધ્યે, હતો તે કમિશનર;
વળી પોતે મેંમ્બર એ, ગુર્જર કોલેજનો.
ભારી આવાં કામો કર્યાં, આગેવાન પંડે થઈ;
ટાઇમ ન ચુકયો પણ, કદીએ કલાસનો.

**દોહરો.**

ટાઇમ તું ચુકયો નહિ કદી ઘડી પળવાર;
દાસ છબીલો એમ કહે એ તારો ચિતાર.

## મુખ્ય ગુણો તથા વાપરેલી યુક્તિઓનો સારાંશ ચાલ.

**મનહર છંદ.**

ખણુણુ ખણુણુ. ઉતરતો દાદરેથી;
ધણુણુ ધણુણુ ધમકારો વાગતો.
ઝણુણુ ઝણુણુ, ઝળકતો વિદ્વતાથી;
ગણુણુ ગણુણુ, ગણકારો વાગતો.

ધમકારો સાંભળવા, આતુર હું ઘણો થતો;
આતુરતા મન રાખી, ગણકારો સુણતો.
સુણી સુણી ગણકારો, ગુણ લેતો ગણી ગણી;
કહે શિષ્ય છબીલો જે, ધમકારો સુણતો.

**દોહરો.**

ધમકારા સાંભળતાં, ભણકારા બહુ થાય;
ભણકારાથી પેટમાં, ભડકે જાણે લહાય.

**ધ્યાન.—મનહરછંદ.**

શિવ બેઠા તપકાજે, કોણ રે જગાડી શકે;
કોણ માગે માગવાનું, વરદાન એ સમે.
સમાધી ચડાવી બેઠા, નારદ બ્રહ્માના પુત્ર;
તેવું ધ્યાન શુભ કામ, રાખતા પિતા તમે.
ધ્યાન રાખ્યું શુભ કામ, મનમાં ધરીને હામ;
આમ ધ્યાન રાખવાથી, વીર વખણાણો છે.
વખાણું શું વારંવાર, રાખ્યું ધીર ધરી ધ્યાન;
વદે દાસ છબીલો જે ધ્યાનથી પંકાણો છે.

**દોહરો.**

ધ્યાન સદા શુભ કામમા રાખ્યું પોતે ધીર:
અવર બોલાવે એ સમે થઈ જતો અધીર.

**દ્રઢતા—મનહર છંદ.**

ભોમ ચળે ભૂકંપથી, હિમા ચળ કોણ માત્ર;
શિવ ચળે ધ્યાનમાંથી, પેખી મોહ રૂપમાં.
અચળ ન દીસે કોઈ, આપણો આ દુનીઆમાં;

પણ તું ન ચળ્યો કદી, શુભ હામ કામમાં.
ચળ્યો નથી કો દિવસે, રાખી મન દૃઢતાને;
દૃઢતાથી ગુઢતાના, ગુણભેદ જાણીઆ.
ગુણ ભેદ જાણી જાણી, દૃઢતા વધારી સારી;
વદે દાસ છબીલો જે, દૃઢતાની વાણી આ.

**દોહરો.**

દૃઢ થઇને દિલ વિષે, કાર્ય કાર્યાંનિજ હાથ;
લાભ લાખેણા આપના, ડગો નહિ મન સાથ.

**સાહસ—મનહર છંદ.**

સાહસથી કોલંબસ, ગયો નવી દુનિઆમાં;
સાહસથી નેપોલીન, વાધ્યો બધા ખંડમાં.
સાહસથી કંપનીએ, રાજ અહીં મેળવીને;
તેવો તારો દાખલોછે, ગયો પરખંડમાં;
પરખંડે પોતે જઈ, પરહિત કાજ કીધાં;
પરખંડ પોતે જોઈ, જણાવ્યો તમામને.
જણાવી તહાંની રીતિ, જણાવી તહાંની વીતિ;
વદે દાસ છબીલો જે, ધન્ય એ સાહસને.

**દોહરો.**

પરખંડે પ્રથમ જઈ મેળવ્યું મોટું માન;
ચાંદ મેળવ્યો ચળકતો એ મોટું એંધાન.

**દયા—મનહર છંદ.**

દયા ધરી દેશીઓની' વિદેશે તું પોતે ગયો;
વિદેશથી દેશ હિત, શીખી લાવ્યો કામને.

કામ થકી જાણીતો થઈ, જાણીતા કીધા તમામ;
દયા દાન એથી બીજું, નથી કોઈ સાધને.
નથી કોઈ સાધમાં, દાન એવી રૂડુ દીઠું;
નથી કોઈ સાધનમાં, દયા એવી દીસતી.
દીસેછે ખરે ખરી એ, જાણીતા થશે અજાણ;
વદે દાસ છબીલો જે, તે દયાછે હિતની.

### દોહરો.

નથી દયા એથી અધિક, કીધા માહિત ગાર;
આશિષ દેશે જન ઘણા, માનીને આભાર.

### પ્રેમ—મનહર છંદ.

માછલીનું જળ સાથે, હેત જેવું અહો નિશ.
માદાનું બાળક સાથે, પોપણીનું ચંદ્રમાં.
કમળીનું સૂર્ય સાથે ભ્રમરનું પુષ્પમાંછે
હેત તારૂં તેવું હતું, સ્કાલરોના સાથમાં.
સ્કાલરોનું હિત તાકયું, સદા મન હિત ધારી.
હિત ધારી આભારી તેં, હેત રાખ્યું ભાવની.
હેત રાખ્યું પાછળથી, ગુણ કેરી ગુંજ જાણી;
વદે દાસ છબીલો જે, હેત ઘણું ભાવથી.

### દોહરો.

સ્કાલરોના સાથમાં ભલો બતાવ્યો પ્રેમ,
માત પિતાથી પણ અધિક પછવાડેથી તેમ.

### દીર્ઘ દષ્ટિ—મનહર છંદ.

કલાઇવે રાજ સ્થાપ્યું શત્રુઓના બળ છતાં,

બળથી તે નહિ પણ કળ દીર્ઘ દ્રષ્ટિએ,
શીવાજી ને અકબરે રાજ જેવાં સ્થાયી કીધાં,
તેવી સ્થાયી ટ્રેનિંગને કીધી દીર્ઘ દ્રષ્ટિએ.
સ્થાયી કીધાં બીજાં ધામ જ્યાં જ્યાં છે કરેલુ કામ,
કામ હાથે જેજે લીધાં કીધાં સ્થાયી તેટલાં;
વદે દાસ છબીલો જે સ્થાયી કામ કીધાં ઘણાં,
દીર્ઘ દ્રષ્ટિ વાપરીને ગણાવું હું કેટલાં.

દોહરો.

ટ્રેનિંગ રચવા આગળે, દીર્ઘ ચલાવી દ્રષ્ટ;
પ્રાકટીસિંગ પાછળ થકી, અડચણ કરવા નષ્ટ.

ચતુરાઈ—મનહર છંદ.

સ્રષ્ટાએ સૃજાવી છે જે, રચના આ સૃષ્ટિ કેરી;
નિયમ કરાવ્યા તેમાં, ચતુરાઈ ઓપતી.
કામ કીધાં કરતારે, ચતુરાઈ વાપરીને;
ચતુરાઈ તેવી વડે, કોલેજ આ શોભતી.
કોલેજ શોભાવી જેણે, ચતુરાઈ ચિત રાખી;
ચતુરાઈ રાખવાથી, ચૂક નથી ભાસતી
વદે દાસ છબીલો જે, ચેત તો ચતુરાઈથી;
ચતુરાઈ ચતુરાઈ, જ્યાં દેખું ત્યાં દીસતી.

દોહરો.

ચતુરાઈ ચિત્ત રાખીને, નિયમ બાંધ્યા નેક;
કોઈ દિને આ ટ્રેનમાં; અડચણ ન નડે એક.

પરોપકાર—મનહર છંદ.

પર ઉપકારી થયો, વિક્રમ પ્રાચીન કાળે;

પર ઉપકાર કાજે, દેશીઓને પાળીઆ.
મધ્ય કાળે ગુજરાતે, સિદ્ધરાજ રાણો થયો;
અર્વાચીને ઉપકારી, મહીપતરામ આ.
મહીપત મહી વિષે, અર્વાચીને અહીં થયો;
થયો દુ:ખ ભંજન એ, *ગુરજર દેશનો.
*ગુરજર દેશે એવા, આપજે હે પરમેશ;
કહે દાસ છબીલો જે, વળે દિન દેશનો.

દોહરો.

વળવા દિવસ દેશનો, દેજે એવા રાવ;
પરમ કૃપાળુ ઈશ્વિરા, રાખી અમપર ભાવ.

**તર્ક વિષે—મનહર છંદ.**

તર્ક કરે ખગોળના, તત્વવેત્તા યુરોપમાં;
નિરિક્ષા સ્થળે રહીને, તારા દૂર કેટલા.
કેટલે છેટેછે સૂર્ય, ચંદ્ર વળી ચાંદરણીઓ;
કેટલે છેટે ફરેને, કુલ ગ્રહો કેટલા.
કેટલા ગ્રહોને કયાં કયાં, મત ધરે જુદા જુદા;
જુદા જુદા જોશીઓના, તર્ક જુદા જાણીઆ.
તર્કવાળા મહા ઋષિ આપણામાં જેવા હતા;
તેવા દાસ છબીલો કહે તર્ક તેણે જાણીઆ.

**દોહરો.**

તર્ક શક્તિ મનુષ્યને, આપી ઈશ્વિર અક્ષ;
પણ તારા વિતર્કમાં, નથી જતું મુજ લક્ષ.

---

* ગુર્જર.

**ન્યાય—મનહર છંદ.**

ધર્મ રાજા ન્યાયી હતો, થયોછે પ્રાચીનમાં જે;
ન્યાય રૂડો આપવાથી, ન્યાયી બન્યો ન્યાયનો.
ન્યાય કીધો અકબરે, રાખીને ન્યાયી સ્વભાવ;
દાખલો એ આ સમે છે, મહીપતરામનો.
મહીપતરામે આપ્યો, ન્યાય આ કોલેજમાં જે;
નથી આપ્યો અર્વાચીને, રાજા રાણે દેશમાં.
કહે દાસ છબીલો જે, ન્યાયી દેશ આપણામાં;
થવા માટે ઇશ્વરને, રટોરે આ વેશમાં.

**દોહરો.**

રહો દેશીઓ રામને, ન્યાયી મળવા માટ;
ન્યાય આપીને દેશમાં, ટાળે એ ઉચાટ.

**દેશાભિમાન—મનહર છંદ.**

અભિમાન રાખ્યું મન, અહોનિશ દેશનું જે;
દેશીઓને બનાવ્યું હું, વિદેશીની હારના.
વિદેશના જેવો દેશ, આપણો થવાને માટે;
પ્રતિ દિન બોધ દીધા, દેશા ‡અભિમાનના.
‡દેશા અભિમાન છે ક્યાં, દેશના ભલાને માટે;
‡દેશા અભિમાન છે ક્યાં, વિદેશીની દાખલે.
કહે દાસ છબીલો જે, દાખલો મહીપતનો;
હરઘડી મન લાવી, ચઢો ઊંચા પાટલે.

**દોહરો.**

ચડવા ઊંચી પાયરી, રાખો ઉર અભિમાન;

‡ દેશાભિમાન.

ચઢતું ઉંચી પાયરી, રાખો એવું તાન.

## દેશહિત—મનહર છંદ.

દેશીઓનું હિત ધારી, દેશનો તો ગુરૂ થયો;
દેશીઓના હિત કાજે, વિદેશ વિચારીઓ.
વિદેશનું ભાન કર્યું, દેશીઓના હૃદયમાં;
દેશી દેશી દેશી કહી, દેશને સુધારીઓ.
સુધારા વધારા કીધા, દેશહિત મનલાવી;
મન લાવી માનવીના, મનખા સુધારીઆ.
કહેદાસ છબીલો જે, જન્મ ગાળ્યો દેશહિતે:
દેશમાંથી શીદ લીધો, કાળરે નમેરીઆ.

## દોહરો.

કાળ નમેરી તું થયો, કીધું કૂડું કાજ;
કાળ નમેરી તેં થઈ, હરી લીધો ગજરાજ.

## સત્ય—મનહર છંદ.

સત્યવાદી હરિચંદ્ર, સત્ય કદી મૂકયું નહિ;
મૂકયું નહિ યુધિષ્ટિરે, સત્યે ગયો વનમાં.
આ સદીમાં મણીધર, નવલ ને મહીપત;
કહેદાસ છબીલો જે, ગત પામ્યા સત્યમાં.
ગત પામ્યા સત્યમાં તે, સુધારાના સાથીઆઓ;
સત્ય નહિ છોડવાથી, વખાણાયા વીર એ.
કહે દાસ છબીલો જે, ગયા છે આ દુનિઆથી:
માનો નહિ એવું મન, સદા છે અમર એ.

દોહરો.

અગર નામછે એહનાં, સત્ય કર્યા નિજકામ;
સત્ય કામના સાથીઓ, રહ્યાં તમારાં નામ.

**સ્વતંત્રતા—મનહર.**

સ્વતંત્ર થવાની ઇચ્છા, સ્વભાવીક સરવને;
માણસોને જનાવર, વૃક્ષ ફળ ફુલમાં.
સ્વતંત્ર થવાને કાજે, હરકોઈ યત્ન કરે;
પણ મહીપત તારો, જોડો નથી દેશમાં.
જોડા રહ્યા વિદેશમાં, દેશમાં હું નહિ દેખું;
ખરેખાત ખોટ એની, આપણાજ દેશમાં.
વદે દાસ છબીલો જે, ખોટ પૂરી પાડવાને;
આપો ઇશ રાવ એવા, ગુજરાત દેશમાં.

દોહરો.

ખોટ મહાન પુરૂષની, ભાગો મારા ઈશ;
સ્વતંત્ર સ્વભાવના, અમને દ્યો બખશિસ.

**નામનીર—મનહર છંદ.**

નામ ધરી મોટાં મોટાં, કામ કરે કાંઈ કાંઈ;
કાંઈ મન જાણે નહિ, કામનું અ કામનું.
નામ ધરે કૈક મોટાં, પ્રૌઢ દેવ દેવતાનાં;
પણ મહીપતરામે, રાખ્યું નીર નામનું.
નામનું તેં નીર રાખ્યું, કામ કરી મોટાં મોટાં;
નામનું તેં નીર રાખ્યું, નામ ધારી નામ આ.
કહે દાસ છબીલો જે, નામ નીર રાખવાને;

અહો મિશ ખંત રાખી, કેળવીછે ટ્રેન આ.

દોહરો.

ટ્રેન સુધારી નામ નીર, રાખ્યું મહીપતરામ;
ધન્ય તને તુજ કામને, ધન્ય હામ ધન્ય નામ.

હિંમત.—મનહર છંદ.

શરીરે તું નાનો હતો, કામ કીધાં ભારી ભારી;
બદલો ન વળે કદી, એ તારા આભારનો.
આભારી હું નિત્ય તારી, ભ્રગૃટિના રંગ જોતો;
પણ પાર પામ્યો નહિ, હીંમતના કામનો.
કામનો ન પાર પામ્યો, કયાંથી પામું હામનોજ;
હામ તારી એવી હતી. હીંમતના કામમાં.
કહે દાસ છબીલો જે, હીંમતી આ દેશનોજ;
પડયો સૂણી ત્રાસ પામી, સદા વસું શોકમાં.

દોહરો.

સદા વસું હું શોકમાં, પડતાં મહીપતરામ;
ઇશ્વર અમને વીરલો, આપી રાખો નામ.

અગમચેતી.—મનહર છંદ.

આગળથી ચેતવાને, બનાવી આરોગ્યવિદ્યા;
આગળથી ચેતવાને, ભૂગોળ ભણાવતો.
આગળથી જાણવાને, શાળાપત્ર હાથ ધર્યું;
આગળથી જાણવાને, અનુમાન ભાખતો.
ભાખ્યાં વેણ ભારી ભારી, આગળથી જાણી જાણી;
આગળથી જાણી જાણી, પાળો બાંધી પ્યારની.

કહે દાસ છબીલો જે, પ્યાર રાખ્યો પરદેશે;
અગમ ચેતી ખરી એ, ઇંડીઆના યારની.

દોહરો.

અગમ ચેતી બહુ વાપરી, સાધ્યાં સઘળાં કાજ;
અગમ ચેતી બહુ વાપરી, રાખી રાઉની લાજ.

**અવલોકન.—મનહર છંદ.**

અવલોકન ને કાજ, વિલોકયા વિદેશી લોક;
વિદેશમાં ફરી ફરી; જોયાં ઘણાં ધામને.
ધામ જોયાં મોટાં મોટાં, વળી જોયાં મોટાં ગામ;
ગામે ગામે ફરી ફરી, સ્થાયી કીધું નામને.
માન પણ તેથી વધ્યું, મોટા મોટા માનવીમાં;
માનવીના ભલા માટે, ચાંદ મળ્યો માનનો.
કહે દાસ છબીલો જે, અવલોકનથી એવો;
લાભ મોટો મેળવ્યો છે, માનવીના કામનો.

**દોહરો.**

સકળ જનોના કામનું, મેળવીઉં એ માન;
અવલોકન અભ્યાસથી, કર્યું દેશને ભાન.

**ચંચળાઈ—મનહર છંદ.**

ચંચળ ચકોર હોઇ, ચાલતો ચપળતાથી;
ચંચળ ચકોર હોઈ, માહાલતો આ દ્વારમાં.
ચંચળ ચકોર હોઈ, ઊંઘતો કલાક પાંચ;
ચંચળ ચકોર વહેલો, ઉઠતો સવારમાં.
ચપળતા રાખવાથી, નથી ચુકયો કામ કદી;

ચપળતા રાખવાથી, જ્યાં જોઉં ત્યાં રાચતો.
કહે દાસ છબીલો જે, ચંચળાઇ ચિત્ત રાખી:
દેશના કલ્યાણ માટે, ઇશ્વરને યાચતો.

દોહરો.

દેશ કલ્યાણના કારણે, માગ્યુ ઇશ્વર પાસ;
શક્તિ આપો મુજને, કરૂ કષ્ટનો નાશ.

ઉદ્યોગી—મનહર છંદ.

ઉદ્યોગ સિવાય કાંઇ, નથી ચીજ દુનિઆમાં;
સૂર્ય આદિ ગ્રહો તારા, જોજે છે આકાશમાં.
ઉદ્યોગ સિવાય નથી, બનેલી આ દુનિઆં તો;
ઉદ્યોગ સિવાય ક્યાંથી, કામ બને કારમાં.
કારમાં તેં કામ કીધાં, ઉદ્યમતા આદરીને;
કારમાં તેં કામ કીધાં, લઇ નિજ હાથમાં.
કહે દાસ છબીલો જે, હાથે લીધાં જેજે કામ;
પાર પાડી ઉદ્યમથી, જશ લીધો સાથમાં.

દોહરો.

જશ લેવા શુભ સાથમાં, કીધાં જેજે કામ;
ખરે ખરો ઉદ્યમ કર્યો, સાથે રાખી હામ.

શિક્ષણ શૂર—મનહર છંદ.

છટાદાર બણી ઠણી, આવતો તું મલપતો;
બાણ પેરે શિક્ષણને, હૃદયે ભેળાવતો.
ભાનું ઉગે ભોંમ જેમ, તેજ પામે તતકાળ;
ઇન્દ્ર જેમ ગર્જનાથી, મેઘને રેલાવતો.

રાજન જાણે રામ ચઢયો, લંકા ગઢ ઘેરવાને;
મર્ણનો ન ભય ગણ્યો, અભિમને રણમાં.
દાઝ જાણી દેશીઓની, શિવાજીએ શૂર આણ્યું;
સદા તેમ શૂર આણી, સુધારી આ ટ્રૂનને.

દોહરો.

શૂર સદામન લાવીને, સુધાર્યો નિજ સાથ;
વળી સુધાર્યો દેશને, કામ લઈ નિજ હાથ.

મનહર છંદ.

ઉત્સાહી આધાર ગયો, વિદ્યાનો ભંડાર ગયો;
નીતિનો નિપુણ ગયો, ગયો નેકી વેણનો;
ઉમંગી હેતાળ ગયો, દીનનો દયાળ ગયો;
ગયો શાણો સરદાર, ગુરજર ટ્રૂનનો;
શિક્ષણનો શાતા ગયો, દીક્ષણનો દાતા ગયો;
ભાષણનો ભાવી ગયો, ભાવી સાદા વેશનો;
વદે દાશ છબીલો જે, ગીરિરાજ ગુર્જરનો;
ગયો સૂણી વાર વાર, રડુ માર્યો કલેશનો.

દોહરો.

કલેશ ઘણો મુજ મન વિષે, ગયો સૂણી ગજરાજ;
અધિક પ્રતાપી કયાં મળે, હવે મણિ શિરતાજ.

## દીલગીરી ઉપજી તે વિશે.

દોહરો.

હા હાકાર સઘળે થયો, ઢળતાં મહીપતરામ;
દેશ હિતેચ્છુ મનુષ્યની, ખોટ પડી આ ઠામ.

જખમ નવલનો રૂઝતાં, ઢળ્યા મણિધર રાય;
ઘા એવા રૂઝયા નથી, આવી પડી આ લ્હાય.
સ્તંભ થયા દેશી જનો, સૂણતાં કાળો કેર;
અરે કાળ તું કારમા, તારે અમ શું વેર.

ઘણા ઘણા તું લઈ ગયો, રત્નસરીખા રાવ;
તેથી તૃપ્ત થયો નહી, ક્રૂર તુંજ સ્વભાવ.
ઘોર કુકર્મી કાળ તું, મનમાં રાખી મહેર;
વળવા દે આ દેશનો, દીવસ રૂડી પેર.
પરમ કૃપાળુ દેવ હે, નોધારાં આધાર;
દયા છબીલા દાશની, જાણી કર ઉપકાર.

## લલીત છંદ.

જન હિતો તણાં, કામ તેં કર્યાં, ભલાજ ભાવથી, હાથમાં ધર્યાં;
મરણ સુધીમાં, લાભ તેં કર્યા, સજન કારણે, ચિત્તમાં ધર્યા.
સ્મરણ તાહરૂં, કેમરે ટળે, મરણ સાંભળી, અશ્રુતો ઝરે;
ચિરજ ધારીતો, કેમરે રહે; અબળ પ્રાણીઓ, દુઃખ બહુ સહે.
દરેક કામમાં, આગળે થતો; દરેક ઠામમાં, તુંજ દીસતો.
પ્રમુખ તું હતો, પ્રાર્થના તણો; સમાજ મંડળે શોભતો ઘણો.
સદૈવ બોધ તેં, સારોરે કર્યો; અક્ષય કીર્તિનો દાખલો ખરો.
સજન સાથમાં, દીસતો ખરો; લલીત જોઈને, નિર્ખંતા નરો.
કઠણ કાળતેં, કૂડુરે કર્યું; રતન રાંકનું, ધૂળમાં ધર્યું.
છબીલો કહે, દુઃખી આ અમે; ઘટિત ન કર્યું, સુખીઆ તમે.

## સીતાજીના અથવા ભુમાનંદના મહિનાનો રાગ.

### જેઠ.

ટ્રેનો જેઠ કેમ કરી જાય, પિતા ગયો પરહરિ;
ખાલી કોલેજ ખાવા ધાય, દેખી મરૂ થરથરી.
હુંતો સનો દેખું ગુજરાત, ગુર્જર પિતા ક્યાં ગયો;
ગયો મેલીને રોતાં બાળ, વિજોગ શેણે થયો.
સૌને મન ઘણો અભિલાષ, જઈ ક્યારે દેખીએ;
દાધાં છેલ્લાં નહિ દર્શન, કોને હવે પેખીએ.
પેખવાને ઘણો હું આતુર, જઈ હવે ક્યાં મળું;
શિષ્ય છબીલો કહે મારા નાથ, શોક હવે ક્યાં ટળું.

### અશાડ.

ટ્રેનો અશાડે ચમકે વીજ, મેઘ આવી ગડગડે;
દીશે દુનિઆં ડુબાડૂબ, નદીઓ આવી અડે.
પણ દુઃખ ઘણું દિલમાંય, ગુરૂ વિયોગે કરી;
દીધાં સુખ દેખાડીને હેત, વીસરે એ કેમે કરી.
સૌ જાણી ગુરૂનો વિયોગ, દારૂણ દુઃખ પામીયા;
પણ જોડ જોઈ મહારાજ, દુઃખ સઉ વામીઆ.
દુઃખ તજ્યું જોઈ માધવલાલ, જોડ આવી મળી;
હરખ્યું હવે છબીલાનું મન, દુઃખ જશે ટળી.

### શ્રાવણ.

શ્રાવણ વરસે સરવડે મેઘ, આનંદ અતિ સઘળે;
નદીઓએ આવીને પૂર, સાગરને જઈ ભળે.
આવ્યો જન્માષ્ટમીનો દીન, ઓચ્છવ વ્યાપી રહ્યા;

મળી સર્વે સ્કાલરોનો સાથ, મેળા જોવાને ગયો.
દીઠી ભારત ભૂમી વેરાન, ઘણા લોકો ટળવળે;
પડયો મહીપત રામ વિયોગ, ટાળ્યો શેણે ટળે.
શેણે ટળે આ વિયોગ, દવ લાગ્યો વનમાં;
પામ્યો છબીલો દુઃખ અત્યંત, અહોનિશ અરણ્યમાં.

## ભાદરવો.

ટ્રેનો ભાદરવે રીવીઝન, પડે આ ટ્રેનમાં;
ત્યારે શરદ રતુના તાવ, આવે ઘણા જનમાં
આવી રતુમાં ડાકટર સાથ, ખબર જોવા આવતો;
પૂછી સ્કાલરોનુ સુખ દુઃખ, ઉપાયો યોજતો;
આવાં જાણી અમારાં દુઃખ, દુઃખ દિલ ધારતો;
દયા રાખીને મહીપતરામ, દયાળું તું થતો.
દયા ધારી કીધાં દાનાં કામ, દાનો કયાં ભાળીએ;
છબીલો કહે મારા નાથ, શોક શેણે ટાળીએ.

## આસો.

આસો માસે પરીક્ષા થાય, વારસીક સાલની,
વળી દીવાળીના દિન, રસોઈ ભાત ભાતની.
સર્વે ટ્રેનોનો મળતો સાથ, ઉજવળતાથી ઓપતો;
ઉજવળ દેખી અમારાં અંગ, મગ્ન મન તું થતો;
આવા રંગમાં પાડીને ભંગ, ઉદાશું ચાલી ગયો;
આજે પૂર્વ જન્મ કર્મ ફળ, ભાળી ભયભીત થયો.
ભયભીત થયો સૂણી શોક, કંઠ ગણો ગદગદે;
છબીલાને દીધું આવું દુઃખ, દયાન આવી રદે.

## કાર્તિક.

ટ્રેનો કારતકે બદલાય વર્ષ, જતા પિતા બારણે;
વળી માસ્તર સાહેબોને દ્વાર, મળવાને કારણે.
જોવા પરીક્ષાનું પરિણામ, આતુર અમે થતા;
ક્યારે પામીશું કર્મનાં ફળ, અર્જ કરવા જતા.
એવો ક્યાં ગયો ગુર્જર ભ્રાત, ક્યાંથી ખોળી કાઢીએ;
હવે રહેતી નથી મન ધીર, કેમ મન વાળીએ.
કયમ કરી વાળું હું મન, તન ઘણું તરફડે;
છબીલાનું ખોવાએલું રત્ન, હવે ક્યાંથી જડે.

## માગસર.

ટ્રેનો માગશરમાં વેકેસન, સુણી હર્ષ પામતા;
મળશું માત પિતા નાત જાત, જાણી દુ:ખ વામતા.
જતાં દેતો શિખામણ આપ, રખે રીતિ ભૂલતા;
કરજો સુધારો નિજ નાતમાંય, વારંવાર ભાખતા.
ધન્ય ધન્ય આ માગસર માસ, રત્નોદય ગુર્જરે;
અસ્ત પામ્યો સાંભળતાં વાર, આંસુ નયણે ઝરે.
નયણે સૂકાય નહિ નીર, ધીર ગયો પરહરિ;
છબીલાને મન ઘણું દુ:ખ, લાગ્યું તેણે કરી.

## પોષ.

ટ્રેનો પોષે પડેલા વિયોગ, આવીને ભાગતા;
જોઇ નવા સ્કાલરોનો સાથ, આનંદ પામતા.
બેગા કરીને કરતા બોધ, નવા જુના સ્કાલરો;
અહોનિશ ધીરે ધીરે કામ, ખંત રાખીને કરો.

વળી મમતા રાખીને મન, કહેતા ફરી ફરી;
દૃઢ રાખજો પોતાનું ચિત્ત, હૈયે રાખીને હરિ.
હરિ થકી તરશો ભવ પાર, માટે ઉર રાખજો;
એવું કહે છબીલાનો નાથ, હરિ હરિ ભાખજો.

## મહા.

મહા મહિને હરખ ન માય, વસંત આવીઓ;
આવ્યો શિવરાત્રીનો દિન, તરેહવાર કરાવીઓ.
રસોડામાં થઇ રંગ રેલ, નથી કાંઇએ મણા;
પણ સાંભરતાં ગુરૂ વિયોગ. દુઃખી મનમાં ઘણા.
આવો વિદ્યા ગુરૂ હે પરમેશ, છીનાવી શું લીધો.
લીધો પ્રાણ તણો આધાર, રહેવા કેમ ન દીધો,
રહેવા દીધો નહિ મારે માટ, ગણી મુને પાપીઓ;
છબીલો મન કરે વિચાર, એવો હું અભાગીઓ.

## ફાગણ.

ટૂંનો ફાગણે ફાલે ફાગ, ઉનાળો આવીઓ;
આવ્યો હોળી ટાણાનો દિન, મન સૌને ભાવીઓ.
આ ટાણામાં હિંદના લોક, બિભત્સ બોલે ઘણું.
મૂકી નીતિને લાજ મર્યાદ, ચમકે ચિત્ત તું તણું.
સર્વ સ્કાલરોને દેતો બોધ, સુધારો એ આપણો;
માટે જાઓ તમે જેજે ગામ, બોધ કરજો ઘણો.
જેમ સુધરે આપણો દેશ, છાપ તેવી મારજો;
એમ કહે છબીલાનો નાથ, સુધારો વધારજો.

## ચૈત્ર.

ચૈતર માસે સુધારાનાં બીજ, લેવાને તું ગયો;
ગયો છોડીને હિંદુસ્તાન, વિલાયતમાં રહ્યો.
પછી જ્યારે આવ્યો આ ઠામ, અસ્તોદય ત્યારે થયો;
થયો દેશીઓને મોટો લાભ, સુધારો જેથી થયો.
સારાં રોપ્યાં સુધારાનાં બીજ, આગળ પંડે થઈ;
જેનાં અમૃત સરીખાં ફળ, ચાખી ભાવટ ગઈ.
જે ચૈતરે હર્ષ ઘણો થાય, દીવાળીથી ઘણો;
તે સંભારી છબીલો શિષ્ય, રૂદન કરે ઘણું.

## અધિકમાસ.

ટ્રેનો આવ્યો અધિક માસ, અધિક સોહામણો;
નવ દેખું પિતા પૂજ્ય આજ, લાગે બિયામણો.
દીધાં શિક્ષણ ચઢાવીને શૂર, નૂર અમ આણવા;
આણી સ્કાલરો પ્રત્યે ભાવ, મચ્યો દુઃખ ટાળવા.
અમને લડાવ્યાં અતિશે લાડ, વીસરતાં એ નથી;
હૈઉં ભરાઇ આવે વારવાર, કહું હવે શું કથી.
કથી કહેતાં અટકે છે બુધ, અજ્ઞાની હું ઘણો;
કહે દીન છબીલો શિષ્ય, પ્રતાપી ગુરૂતણો.

## વૈશાખ.

ટ્રેનો વૈશાખે વેકેસન, પડે આ ટ્રેનમાં;
સર્વ બંધુઓ પોતાને ધામ, ગયા રંગ રેલમાં.
પણ થયા દિવસ પચીસ, પિતા મૃત્યુ સાંભળ્યાં;
સુણી થઈ ગયા અમે અધિર, શરીર ધરણી ઢળ્યાં.

આશો કોપ કીધો કરતાર, તને આ શું ગમ્યું;
રૂડું રત્ન રોળ્યું રણમાંય, કોણે મારૂં ધન હર્યું.
વળી હર્યું છબીલાનું તન, મન રૂએ ડુસકે;
મારૂં કાળજું કડકા થાય, બળેછે ભડકે.

**ફરી હવે ફાર્બસ જેવોરે અમલદાર ક્યાં મળે એવો એરાગ**

મહીપત મહીથી જાતેરે. ખરાબી ખરી ગુજરાતે
મહીપત ગુરૂએ મહીતજીને, કીધો સ્વર્ગમાં વાસ;
હાડ થયાં શિથિલ દેશીનાં, સાંભળતાં આ ત્રાસ. મહીપત૦
ગુરૂતણા ગુરૂ વિયોગ સૂણી, શિષ્યો તણી ગઇ સાન;
જ્ઞાન અને ભાન સર્વે તજીને, જ્ઞાની થયા અજ્ઞાન. મહીપત૦
ગુર્જરમા અંધકાર થયોછે, જાતાં ગીરિ રત્ન ભાણ;
દેશ વિદેશે દિલગીરીથી, અરે અરે એવી વાણ. મહીપત૦
પ્રલે જગે પૃથ્વી દીસેછે, ગયું સમૂળું સુખ;
લેખણ લખતાં અટકી પડેછે, દેખી દાવાનળ દુખ. મહીપત૦
હાટ રૂવેછે હાટ વણિકો, પાડી બેઠા હડતાળ;
હડતાળ આખા દેશે પડી, વળી, ગુરજરની નિશાળ. મહીપત૦
કચેરીના કારભારી રૂવેછે. રૂવે રાણા વળી રાય,
સુધારાના સાથી રૂવેછે, થયો મહા અન્યાય. મહીપત૦
ચાંદ સોનાનો સૂનો પડયોછે, સૂર્ય સમુ જેનું તેજ;
તેજવંતો ધારનાર જવાથી, ગયો વિલાયત એજ. મહીપત૦
સૂની આ ટ્રેનિંગ સ્કુલ પડીછે, સુના મેડીને માળ;
સૂનો બાગ ભયંકર ભાવે, વૃક્ષે નમાવી ડાળ. મહીપત૦
સૂનાં ઘોડા ગાડી પડયાંછે, સુના દાસીને દાસ;

સુનો ચાકર સઘળોજી રૂવે, મુકીને નિશ્વાસ. મહીપત૦
સભાઓ સઘળી સુની પડીછે, સમાજનું મંદિર;
ધર્મ પ્રસંશા ધિરેથી કરતો. ગયો ધુરંધર ધિર. મહીપત૦
આફિસો તો સુની પડી, વળી સુનો ગુરજર દેશ;
સુનું શહેર મહા ઘોર ભાપે, સુણી આક્રંદ આવેશ. મહીપત૦
શાળા પત્ર સુનું પડયુંછે, શોક થકી શોકકાર;
ભર્ત ભૂમિનો હિરો હર્યોછે, એમ કરે પોકાર. મહીપત૦
સોસાઇટી તો સુની પડીછે, અંજુમને ઇસિલામ;
મંડળી સુની વિધવા વિવાંની, જહાં કીધાં વીધિકામ. મહીપત૦
વિધવાઓ સઘળી ટોળે મળીને, રૂવે વાટે વળી ઘાટ;
અરે દૈવ ગમ્યું શું તુને, લઈ લીધો અમતાત મહીપત૦
મ્યુનિસિપાલીટી સુની પડીછે, સુનું લેડી રેનું ફંડ;
સુની ગુર્જર કોલેજ આજે, ભાળુ મહા પ્રચંડ. મહીપત૦
લાઇબ્રિરી આપારાવેની, સુની દીસેસુનકાર;
યુનિવરસિટિ સુની મુંબાઇની, ભારે દીસે ભેંકાર. મહીપત૦
સુનો ભર્ત ભયંકર કીધો, સુનો મૂકી નિજસાથ;
સુધારામાં જીંદગી અર્પી, ગયો છબીલાનો નાથ. મહીપત૦
ઇશ્વર અમને એવો દેજે, ગૂરૂ ગુણી ગુજરાત;
ચાંદ ગયેલો પાછો અપાવી, આપજે સુખ જગ તાત. મહીપત૦

## લલીત છંદ.

અરર ઓ પ્રભુ હાય હાયરે, મરણ સાંભળી શોક થાયરે;
અરર ઇશ્વિરા આજ શું કર્યું, રતન માહરૂં સેજમાં હર્યું.
અરર કાળતું કયાંથીરે ફર્યો, પલકવારમાં કેશરી હર્યો;

અરર દેશનો થાંભલો ટળ્યો, જખમ લાગી હું ગુર્જરી ઢળ્યો.
અરર ઈશરે ગિરિ તો ગળ્યો, સકળ આભઆ તૂટીરે પડ્યો;
અરર ઈશરે શંકશું કર્યો, ખડગ મારીને ભાગલો કર્યો.
અરર ઇશરે મેરૂ આ ઢળ્યો, પલકવારમાં આવતો પડ્યો;
અરર ઇશરે શું ગમ્યું તને, રતન રોળીને દાહળ્યો મને.

**મનહર છંદ.**

રતન તેં રોળી નાંખ્યું, જતન તો નવ કીધું;
રતન તેં રોળી નાંખ્યું, મહા મોઘા મૂલનું.
રતન તેં રોળી નાખ્યું કરી મહા ઘોર કામ;
રતન તેં રોળી નાંખ્યું, રણમાં અગત્યનું.
અગત્યનું હરી લીધું, આભૂષણ હેમનું જ;
અગત્યનું હરી લીધું, વસ્ત્ર રંગ રૂપનું.
અગત્યનું હરી લીધું, રતન આ મહીપત;
અગત્યનું હરી લીધું, ગુર્જરના ખપનું.
ખપનું તેં જાણ્યું નહિ, ખપ હતો ઘણો ઘણો;
ખપનું તેં જાણ્યું નહિ, ગણીને અખપનું.
ખપ કાજ સંભારૂં છું, હૃદયમાં વારંવાર;
રતન તું તેવું આપ, છબીલાના ખપનું.

**દોહરો.**

અરે પ્રભુ તું આ સમે, ચઢી અમારી વ્હાર;
રત્ન સરીખો આપજે, ટ્રેનિંગની મોઝાર.

---

## જતુની જીવોરે ગોપીચંદની એ રાગ.

### પદ ૧ લું.

ગુર્જર તજ્યો રે ગુર્જર પિતૃએ, કરી ઘણો ઉપકારજી;
કદીએ વીસાર્યો ના વીસરે, ભર્ત ભૂમિ આભારજી. ગુર્જર તજ્યો.
અહોનિશ આનંદ આપીઓ, ગુરૂ બની ગુજરાતજી;
બાળરે બચ્ચાં મૂકી ઝુરતાં, કરાવ્યો આંસુપાતજી. ગુર્જર તજ્યો.
પિતૃ બન્યોરે ગુજરાતનો, રાખ્યું પિતૃનું માપજી;
શિક્ષણ દીધાંરે સાચા સ્નેહથી, કર્યો ગુણ એ અમાપજી. ગુર્જર તજ્યો.
ગુર્જર વાસીના લોકને, નથી વીસરતું વહાલજી;
છબીલો કહે આ દેશના, થશે હવે શા હાલજી. ગુર્જર તજ્યો.

### પદ ૨ જું.

પિતૃ ગયોરે પરલોકમાં, કરી ભારત કામજી;
અણરે ધાર્યા મોત આવીઆં, પધાર્યારે સ્વધામજી. પિતૃ ગયો૦
મનમાં આશાઓ મોટી હતી, ગુર્જર વાશીના મનજી;
આશા નિરાશા શું કરી, રઝળતાં મૂકી રણજી. પિતૃ ગયો૦
ગુર્જર પ્રજાના કારણે, આપે લીધો અવતારજી:
જન્મ ગાળ્યો જન હિતમાં, ચાલ્યો કરી ઉદ્ધારજી.— પિતૃ ગયો૦
જીંદગી અર્પણ જેણે કરી, સકળ જન હીત કાજજી-
મમતા રાખીને મન વિશે ગયો છબીલાનો રાજજી— પિતૃ ગયો૦

### કારમો કાળ પદ ત્રીજું.

કાળરે કૂડા તું કારમો, કર્યું કારમું કામજી.
રત્ન હરી ગયો રંકનું, ધિક ધિક તુંજ નામજી.— કાળરે કૂડા૦

કાળારે મોઢાના કાળતું, ભાળ રાખીને ભાનજી.
કેટલા લીધાને લઈશ કેટલા, ગુર્જર ભૂમીના પ્રાણજી. કાળરે કૂડા૦
દયા ન આવીરે દુષ્ટ તુને, લંપટ લૂટી ગયો લાજજી;
કામ કુડુ કરી પરવર્યો, લજ્જા મૂકીને આજજી. કાળરે કૂડા૦
કરૂ વિનતી તુંજને, સુણ થઈને કૃપાળજી.
કામરે કરીશ માં કારમાં, છબીલા થૈ દાળજી. કાળરે કૂડા૦

## પદ ૪ થુ પરમેશ્વરને અરજ.

ભગવત સૂણો મારી વીનતી, કરૂ વારંવારજી;
દયા કરો દેશ ઉપરે, માનું હું આભારજી— ભગવત સૂણો૦
ભર્તવાશીને દુઃખ ઘણું, વિવિધ વીધિનાં અંગજી,
તેમાં પડયું આ અગ્નિ રૂપી, ટાળો આપ અભંગજી. ભગવત સૂણો૦
માગુ છુ હું એટલું, નમી નમી મારા નાથજી,
ચિરમ રાખો ત્રણે ભ્રાતને, સહ સંતતિ સાથજી. ભગવત સૂણો૦
વળી રાખો માધવલાલ જે, સત્ય વાદી સુજાણજી;
કોલેજ પીતૃ હાલ છાજતા, છબીલા મન ભાણજી. ભગવત સૂણો૦

### દોહરો.

તેજ વધારો ભાણનું, થાય ઘણેરૂ સુખ;
ગુર્જરને સુધારીને, ભાગે સૌનું દુઃખ.

### રાગ વણઝારો.

ગાડી જોઉ તારી દોડતી વિદ્યુદાતારે,
મન હર્ષ પામું અપાર. સકળ ભર્ત ભ્રાતારે.
એજ ગાડી રોવરાવેછે વિદ્યુ૦ સુની જોઈને વારંવાર. સકળ૦
ચાલ જોઈ હું મગન થતો, વિદ્યુ૦ કાળ જાણી કરૂં પોકાર સકળ૦

વાણી સૂણી આનંદી થતો, વિદ્ર૦ નહીં સૂણતાં દેખું સુનકાર. સકળ૦
શિક્ષણ સૂણી સુબુદ્ધિ પામતો, વિદ્ર૦ દિક્ષા સૂણીને હિતકાર સકળ૦
વાટ જોતો કલાસમાં, વિદ્ર૦ આવે મલપંતો મક ાળ. સકળ૦
અર્જ કરવા હું દોડતો, વિદ્ર૦ ભારી આવી પડે જ્યારે દુ:ખ. સકળ૦
દુ:ખ ભારી જોઈ ઉઠતો, વિદ્ર૦ કરવા ઉપાય થાય જેમ સુખ. સકળ૦
હેત વીસરતું નથી મુને, વિદ્ર૦ હૈઉં ભરાઈ આવે વારંવાર સકળ૦
હવે શરણુ કોને થાઉં; વિદ્ર૦ કોણ કરે હવે મારી વહાર. સકળ૦
આશા ડુંગર ઢળી પડયા, વિદ્ર હવે શારે થશે હવાલ. સકળ૦
આશા મારી પૂરણ થવા, વિદ્ર૦ દીધાં દર્શન માધવલાલ. સકળ૦
પ્રીત રાખે પિતૃથી ઘણી, વિદ્ર૦ સદા આનંદથી હિતકાર. સકળ૦
દુ:ખી જોઈ દુ:ખ ધારેછે, વિદ્ર૦ સુખી કરશે એ સુખકાર. સકળ૦
રત્ન મણી મળ્યું મુજને, વિશ્વ દાતારે.
કરી જતન રાખજો એજ. સકળ જગ ત્રાતારે.
આયુષ લાંબુ આપ તું, વિ૦ વળી વધાર દિન દિન તેજ. સકળ૦
દિન દિન ચઢતી કળા થજો, વિશ્વ૦ વળી કરજો સદા હિત કામ.સકળ૦
અચળ પદ્વિ આપજો, વિશ્વ૦ કહે છબીલો અચળ નામ. સકળ૦

## લલીત છંદ.

અરર ઈશ્વરે આમશું કર્યું, પતિતજનનું ધનતો હર્યું.
અરર પિતૃરે દીન શું કર્યા, તમ તનુજરે દાઝતા થયા.
હૃદય મૂજરે આકળે ખરે, લજ્ઞિત મૂખતો સઘ સાંભરે.
ઉભયહાથરે જોડી હું નમું, મહિપતિવિના શોચતોભમું.
ગુરતણા ગુરૂ લુપ્ત તો થયા, મિત્રજનો સભા સોંપીકો ગયા.
જગતતાતરે રુકાલરોતણા, હિત ઈછુકરે ન્હોહતીમણા.

પુરૂષવીરરે અન્ય ક્યાં મળે, નિજ પ્રજા હિતે કોણ આગળે.
ભરતખંડમાં હાહહા થયો, બહુજ શોકથી ફેર વર્તયો.
અન ઉપાયરે ધીરતો ગયા, પ્રભુજનો બધા શોચતા રહ્યા.
ભૂમિપતિહરા જોડું ક્યાંમળે કથન કર્યું આ શોકા ગોકળે.

## ભુજંગી છંદ.

દયા જોઇ આ દેશની મંન દાઝે, ખરો વીર તેતો ગયો એજ આજે.
કરે પૂર્ણ ખંતે અતિશે સુધારો; અરે કોણ એવો હવે છે થનારો. ટેક
અરે ઇશ જોને હવે શું થાશે, દુઃખે દેશ આ દૂબળો ભારી ભાસે.
અરે આમ આ કેમ થાશે ઉધારો. અરે કોણ૦
ભણેલા ગણેલા બહુ જ્ઞાન વાળા, દિસેછે ઘણા આજરેરે દુઃખાળા.
તથા શેઠ સાધુ વળી શાહુકારો. અરે કોણ૦
અહો દૈવ જાણે અગારી બધાની, લીધી લૂટી લક્ષ્મી હતી જે ‡મુદાની.
બન્યો દીન આ દેશ એવો બિચારો. અરે કોણ૦
નથી દીપતી શહેરની પોળશેરી, દીસે સૂન્ય બાજાર વેપાર વેરી.
વિના નૂર વાળો દીસે હાટ હારો. અરે કોણ૦
સહુને મુખે સૂણિએ શબ્દ એવા, ગયા વીર હિંદે હતા રત્ન જેવા.
મહીપતરામે તજવા હિંદુ યારો અરે કોણ૦
વિના વારિ શોચે જ્યમે મચ્છ ભારી, મૂકી રોજગારો રૂએ રોજગારી.
થયો હાલ આજે ઘણોરે નઠારો. અરે કોણ૦
સમો ક્યાં ગયો રોજ થાતી સભાઓ, મળી ચાહતા દેશનું હિત જેઓ.
ગયા ક્યાં અરે આજ તે હિતકારો. અરે કોણ૦

---

‡ મુદ્દાની.

મડા ગુણીને માનવંતા હતા જે, સમો દુષ્ટ આ દેખવા ના રહ્યા તે.
રહ્યા તે કરે રોજ શોકી વિચારો. અરે કોણ૦
થયા આમ લોકો બહુ દુઃખ ભેળા, દુઃખે ભોગવે આજ આ દુષ્ટ વેળા.
સહુ લોકનો થોકરે દુઃખી યારો. અરે કોણ૦
કહી દેશીઓને રૂડા રોજગારો, રૂડું જ્ઞાન દેતા કરોને સુધારો;
હજી તેહનો ના પડયોછે વિસારો. અરે કોણ૦
ધરા નાથનો આ જુઓ ન્યાય ન્યારો; મહીપત્તરામે કર્યોરે સુધારો;
અરે દેશીઓ ગુણ કેમે વિસારો. અરે કોણ૦
ગયારે ગયારે તજીને ગયારે, અરે દૈવ દાસો દુખીતો થયારે;
ન રહ્યો જરા કષ્ટ કલ્પાંત આરો. અરે કોણ૦
કહે દાસ ગોકુળ પોતે વિચારી, હવે શોક ટાળો ઘણું ધૈર્યધારી;
ગુણી માલ સર્વ લુટાયોજ સારો. અરે કોણ૦
મહા શ્રેષ્ટ ધણી પતી ઇશ મોટો, ગમ્યું તે થયું યોગ સારોજ ખોટો;
કરી સંપ કષ્ટો હવેરે નિહારો. અરે કોણ૦
નિરૂપાય છીએજ તેથી ભલાઓ, અહો તેહ માહાત્મ ગુણો રૂડાઓ;
પ્રભૂ જોડ દેશે તમે એમ ધારો. અરે કોણ૦
દઈ દેશીઓને રૂડા રોજગારો, નવા હુન્નરોનો કરીને વધારો;
લઇ દાખલો બોધ શીખોજ સારો. અરે કોણ૦
પ્રભુજી દયા આણી આ દેશ સામું, જુઓ તો હવે પુર્ણ સંતોષ પામું;
નરો વીર એવાજ હિંદે વધારો. અરે કોણ.
વડા વેગથી આટલી અર્જ ધારો, પિતાથી વડા સ્થાનમાંરે પધારો;
અરે દૈવ્ય ત્યારે જશે દુઃખી આરો; અરે કોણ૦

## માલિની છંદ.

પ્રિયતમ હિતકારી હિંદનો જેમ તારો,
ગત થઈ હમણાનો આવીઓ દી નઠારો.
ગોકલ તણીરે વિનતી ઉર ધારો,
દુખરૂપો દરિઆનો કેમ દેખું કિનારો.

## ઈંદ્રવિજય.

ગુરૂજીના ઉપકાર બરાબર અન્ય કશો ઉપકાર ન દેખું;
શ્રેષ્ટજીનાં શુભ કાર્ય બરાબર અન્ય કશાં નવ કારજ પેખું.
ગુરૂતણા સ્વભાવની કીંમત રાજ તણી રિધથી વધુ જાણું;
ગુરૂતણી મમતા તણી કીંમતથી અવધી અવધીજ પ્રમાણું.
શિષ્યન સેવત ગુરૂતણો પદ શિષ્યતણી શી ગતિ થઇ જાતે;
શિષ્યન સેવત ગુરૂતણો પદ શિષ્યતણી બુાર હાલત થાતે.
શિષ્યન સેવત ગુરૂતણો પદ ફોકટ ભાર વહીદુઃખ થાતે;
ગોકળ સત્ય વદેજ ખરેખર ગુરૂ મહીપતથી હરખાતે.

## મોતીદામ છંદ.

બહુ જશવંત ખરા બિદવાન, હિરો વળી જેહ નિધિ ગુણજ્ઞાન;
દીધાંજ અમૂલ્ય સદા સત જ્ઞાન, કર્યો ઉપયોગ પ્રશસ્ત નિશાન. ૧
રચ્યા શુભગ્રંથ રસીક પુનીત, ગુણો અહતાંજ થશેજ પ્રદીપ્ત;
રૂચીધરીકામ કીધાં પરમાર્થ, પવીત્રતણો ન હતો પણ સ્વાર્થ. ૨
ખરેખર જેમ હરાહર જોડ, ભુમાં અતિખ્યાત થયા પૂરકોડ;
ભલો ભવનામ મહિમિત વંશ, નીતિ રિતિ પૂર્ણ ન ખાપણ અંશ. ૩
વડા ગુણવંત ગયાથિજ શ્રેષ્ટ, પડયો દવમાંજ દમે દુઃખ જ્યેષ્ટ;
વિનંતી કરી પ્રભુ હે જગદીશ, નમું તુજ ગોકળ કેમ કરીશ. ૪
હણ્યો વિરલોજ લીધું ધન લુટિ, ખરીખનિ રત્ન તણી સહુ ખુટિ;
થયો બહુ શોકી વિજોગ થયાથી, પડી ખોટ મોટી ગરિષ્ટ ગયાથિ.

## ત્રિભંગી છંદ.

મતિમય શોભાતા, રતિમાં રાતા; અનુપમ વકતા, ગુણ વંતા.
હિમ્મત આદરતા, મધુ મુખવંતા; નૂત આચરતા, નામીતા.
પર ઉપકારીજી, નથિ જોડ બીજી;પ્રભુ શું ખીજી મારી જી.
તપાવ્યો દવથીજી, ભાન ભૂલીજી; ભારતિ ગઈજી, ઈશ મારી.
રાગ રંગ ચૂકિઓ,, ઇચ્છા મૂકીઓ; ઇલાન ઠરીઓ, બહુ દુખીઓ,
મતિ સહુ વિસરીઓ, બીક બહુ ભરિયો; ઉતાપ અડીઓ, હું આજે.
રૂચી નવ મુજ રૂચે, એમ મન ખુંચે; તરંગ નાચે, ગુણ શોચે.
પદ જાયજ ઊંચે, શોહે નીચે. મનડું ખેંચે, નિત રોચે,
રાશિ ક્રૂર રૂખનો, ભીતિથી ન સુખનો; ગુલ દુખનો, જગ દેખું.
મહાત્મ વિણ ભૂખનો, તથા આ દુખનો; નીમ ગોકુળનો નવ પેખું.

## શાદુલ વિક્રિડીત વ્રત.

કોલેજે અતિહોંસથી ગુરૂ તમે વિદ્યા રૂડી દૈ સદા,
સૂકાતાં દ્રુમ પોષિઆંજળ રૂપે ચૂરો કરી આપદા.
ધારે બહુ ઉપકાર અમને રાખી નહીંરે મણા,
રેરે પિતૃ મહીપતા બહુ ગુણી ઝુરી મરીએ ઘણા.
વિદ્યાધિપ રવી મહીપત પિતા પુત્રોની પેરે ગણી.
પોષ્યા સ્કોલરને તથા જનહિતે કીધી સદા રેહણી.
પંડિતા મણિ ગુરૂ ગોકળતણા જન્મ્યા પપી[૧] હિંદમાં;
દેખુમાં સમએહ કોઈ વીરલો ઉદીત કોવિદમાં.
નમીઇશ પદે નમી પ્રભુપદે યાચું છઉરે સદા.
રત્નો હિંદ વિષે તમે અગણિતો બક્ષી હરો આપદા,

---

૧ પપી એટલે સૂર્ય.

## ઉપજાતિ વૃત.

વાર ચડો વિશ્વપતી પ્રભુજી, કરો સુખી પુત્ર ગુરૂ તણાજી.
ઉજેશ આપો અવલોકિરોજ એ માગું કીર્તિ વધુરાજ ભોજ,
ગો. ઝ.

## મનહર છંદ

ધન્યછે પાર્વતી કુંવર, કુખે જાયા ગુણીઅલ;
અનુભાઇ ગુણવંત, ગુણવાળા જાણીઆ;
રમણ ભાઈતો જાણે, રમણિય દુનિઆમાં,
મહીપતરામ સુત, અચળ એધાણી આ.
અચળ એધાણી જેવી, પિતાજી એ મેળવીછે;
ચળકતા ચાંદની જે, અખંડ સોહાણી આ.
કહે દાસ છબીલો જે, પિતા નામ રાખવાને.
તેવી આપ મેળવશો, અચળ એધાણી આ.

## છપ્પો.

ધન્ય અનુભાઇ આજ, પ્રગટયો કૂળમાં દીવો.
ધન્ય ધન્ય ગુણવંતરાય, આપ ઘણા વર્ષ જીવો.
ધન્ય રમણ ભાઇઆજ, કાજ પરમાહત કરશો.
વળી વધારી લાજ, ગરીબની વ્હારે ચઢશો.
વળી દેશ સુધારા કામમાં, આગળ થઇ પગલું ભરો.
દાસ છબીલો એમ કહે, પિતાથી અદકું કરો.

---

☞ આ પુસ્તક વિશે એવી ધારણા ઉચિત હોય કે બિન કવી પ્રથમ પ્રયાસી, વિરહ કષ્ટથી પીડીત બનેલાને હસ્તે અમૂલ્ય વખત પૈકી થોડો વખત ઉગારી તેટલી ટુક મુદતમાં રચાયલું પુસ્તક ખામી રહિત બનવું દુર્લભ ને તે શબબથી પ્રમાદ ક્ષમા કરવી સંભવીત હોય.

સમાપ્ત. રચનાર.

ઘણુ સ્તુતિપાત્ર છે કે અમુક વિદ્વાન ગૃહસ્થો
તરફથી આશ્રય આપવામાં આવ્યો છે.

તેમજ ચુનીલાલ મુગટરામ મોડાસા સ્કુલ માસ્તર સાહેબ તથા કહાનદાસ ડુંગરભાઇ કરમસદ સ્કુલમાસ્તર સાહેબને તથા સ્કો. હિંમતરામ મુળજીને ધન્યવાદ છે કે તેઓએ જાસ્તી નકલ આરંભથી રાખી આશ્રયમાં પુરતી કરી છે.

ટ્રે. કો. પકી સુજ્ઞ સ્કોલરોએ તેમજ અન્ય મિત્રોએ વધુ નકલ ખરાદી છે તેમનાં પ્રશસ્ત નામ જાહેર કરીએ છીયે.

રા. રા. છગનલાલમોતીરામ
પ્રભુરામ બેહેચર.
ચતુરભુજ હરિરામ.
દામોદર વખતચંદ શાહ.
મુળજી જગજીવન શાહ.
ભાઇલાલ નાગરભાઈ પટેલ.
નછાભાઇ ફકીરભાઇ દેશાઈ.
મણિશંકર વિઠ્ઠલભાઇ.
રણછોડદાસ દોલતરામ.
ઇસફજી અકુજી મુસે પટેલ.
ભૂલજી કલ્યાણજી દેશાઈ.
નાગરદાસ બાવાભાઈ પટેલ.
ગંગારામ બેચરભાઈ.
દયાળજી લલુભાઇ દેશાઈ.
પુરષોતમ અમથાભાઈ પટેલ.
વાઘજીભાઇ લલુભાઇ પટેલ.
ભગુભાઈ ગોપાળજી દેશાઈ.
ડાહ્યાભાઇ દુર્લભભાઇ.
ઇશ્વરભાઈ નરસિંહભાઇ પ.
નથુરામ કાશીરામ પંડયા.
વખતચંદ નારણદાશ શા.
ચતુરભાઈ અનોપચંદ શા.

વિઠ્ઠલભાઈ છગલાલ
વલવભાઇ ત્રીકમભાઈ પટેલ.
લલુભાઈ લખાભાઇ પટેલ.
દેશાઇ ઇશ્વરભાઈ જીજીભાઇ પટે
ચતુરભાઈ મુળજીભાઇ પટેલ.
ભાઇલાલભાઇ મથુરભાઈ પટેલ.
ઉમેદભાઈ ઝવેરભાઈ પટેલ.
લલુભાઈ ઉમેદભાઈ પટેલ.
આદરભાઈ અજુભાઈ પટેલ.
જીવાભાઇ દેશાઈભાઈ પટેલ.
કીશાભાઈ લલુભાઈ પટેલ.
કીશોરભાઇ કુબેરભાઈ પટેલ.
છનાભાઈ ગગલભાઈ પટેલ.
વલ્લભરામ જેઠારામ જોશી
રામદાશ રણછોડદાશ પટેલ.
લલુભાઈ જીવાભાઈ.
ઇશ્વરલાલ ગોકળભાઇ પ.
હરિલાલ મથુરાદાશ મશર.
છનાભાઈ રઘાભાઇ પટેલ.
મથુરભાઇ બહેચરભાઇ પ.
અમથાભાઇ ત્રિભોવન પ.
છોટાલાલ ઝવેરદાશ.

# છપાવનારાઓને સૂચના.

પ્રિયબંધુઓ આપને કંઈ પણ પુસ્તક યા હેંડબીલ યા ગમે ત જાતનું ગુજરાતી, ઈંગ્રેજી તથા સંસ્કૃત વિગેરે ગમે તે જાતનું કામ નાના મોટા મનપસંદ અને તદન નવાજ ટાઈપથીજ સફાઈબંધ છપાવવું હોય તો ખાસ અમારા વિજયપ્રવર્તક પ્રેસને ભૂલવું નહીં તેમજ ઘણા સસતા ભાવમાં છટાદાર છપાવવું હોય તો જરૂર આ પ્રેસને યાદ કરો અને એકજ વખત ફક્ત જુજ કામ છપાવી ખાત્રી કરો આ પ્રેસમા કોઈ પણ જાતનો દગો પ્રપંચ કર્યા શીવાય મુદતસર કામ કરી આપવામા આવશે. વિશેષ એટલું લખવાનુ કે આ પ્રેસમાં જે કોઈને રબર સ્ટેમ્પ કરાવવો હશે તો તેને મનપસંદ ગમે તે જાતના ટાઈપથી કરી આપવામાં આવશે. એ રબર સ્ટેમ્પના નમુનાની બુક જોવા માગનારને મફત આપવામા આવશે. માટે જેને કામ કરાવવાની મરજી હોય, તેઓએ પ્રેસના મેનેજરને લખવુ એટલે તેનો ખુલાસો આપવામા આવશે.

☞ અમારા તરફથી "આર્યવિજય" નામનું પેપર અઠવાડીયામા બે વખત પ્રકટ થનાર છે, ને તેનો ...મ અંક આવતા આસોવદ ૦) દીપોત્સવીના માંગલીક ...ગોનો પ્રકાશ કરી અમારા સુન ગ્રાહકોની સેવા બ- ... પેપર અઠવાડીયામાં બે વખત પ્રકટ થશે; તો ... લવાજમ દેશાવરના ગ્રાહક પાસેથી પોસ્ટેજ ... ૦ અને અમદાવાદના ગ્રાહક પાસેથી ...વશે. તો ગૃહસ્થો આ સોનેરી તક ...મ નીચેને શીરનામે પત્ર લખો

લી. સેવક.

—આ. વિ. પ્ર. પ્રેસ.